ભવભીરૂ આત્માઓને આ પુસ્તક અત્યંત ઉપયોગી થ
તેમાં શંકાને સ્થાન નથીજ. પ્રશ્નોત્તરને પુસ્તક તરીકે બ
પાડવાનું એજ કારણ છે કે ભવભીરૂ આત્માઓ આ પુ
દ્વારા દેવદ્રવ્ય સંબંધી દરેક વિગત જાણી શકે અને દે
ભક્ષણના મહા દોષથી બચી શકે તથા બીજાઓને પણ સ
વસ્તુ સમજાવી દેવદ્રવ્યના ભક્ષણથી બચાવે.

અમારી આ ભાવના સફલ થાય તથા દેવદ્રવ્ય
સ્વરૂપ સમજી સૌ કોઇ તેના ભક્ષણથી દૂર રહી રક્ષણ ક
યાવત તીર્થંકર નામ કર્મ સુધીનું પુન્ય ઉપાર્જન કર
શાશ્વત સુખ ભોગવે એજ અભિલાષા.

—પ્રકા

જેઠ શુદ ૭ થી જેઠ શુદ ૧૧ સુધી શ્રી શાંતિસ્નાત્ર મહોત્સવ ઉજવવામાં આવ્યો હતો.

જેઠ શુદ ૭ ના કુંભ સ્થાપના થએલ જેઠ શુદ પ્ર. ૯ના જલ જાત્રાનો તથા મુમુક્ષુ ખેતશીભાઈના વરશીદાનનો વરઘોડો ઠાઠથી બપોરે ચઢયો હતો જેઠ શુદ ૯ ના નવગ્રહ દશદિગ્પાલનું પૂજન કરવામાં આવેલ જેઠ શુદ ૧૦ના સવારે દહેરાસરજી ઉપર ધ્વજા ચઢાવવામાં આવેલ તથા બપોરે એક વાગે શાંતિથી અને ઉત્સાહથી તેમજ ઠાઠથી શાંતિસ્નાત્ર ભણાવાયું હતું.

જેઠ શુદ ૧૧ ને શનીવાર તા ૧૨-૬-૫૪ના રોજ વિજય મુહૂર્તે શ્રીયુત્ ખેતશીભાઈની દીક્ષા બહારકોટમાં શ્રીમાળીની વંડીમાં થઇ હતી. સવારે ૬ વાગે વરઘોડો વંડીએ જવા માંડીસાકોટથી શ્રીયુત્ ગુલાબચંદભાઇ ભીમજીભાઇના સુપુત્રી ઈન્દુમતિબ્હેને તીલક કરીને વધાવ્યા બાદ ચડયો હતો. સવા દશ વાગ્યે દીક્ષા વિધિ શરૂ થયો હતો. તથા અગીયાર વાગ્યે ઓઘો હર્ષનાદો વચ્ચે અર્પણ કરવામાં આવ્યો હતો. મુંડવાની ક્રિયા બાદ સાધુવેશ પહેરાવવામાં આવ્યો હતો. સભા વચ્ચે આવતા તેમને જયનાદોથી વધાવી લીધા હતા.

બાદ શ્રીયુત્ ખેતશીભાઇના વડીલ બંધુ નેમચંદભાઈ વાઘજીભાઈ, શ્રી મહાવીર શાસનના નૂતન તંત્રીશ્રી મહેતા મગનલાલ ચત્રભુજ, અમદાવાદવાળા વિધિકારક સુશ્રાવક કેશવલાલભાઇ, 'શ્રી મહાવીર શાસન'ના ખેરસદ બ્રાંચ શાખાના વ્યવસ્થાપક શાહ ચંદુલાલ મોહનલાલ, મુમુક્ષુ ખેતશીભાઇ આદિના પ્રાસંગિક પ્રવચન બાદ પૂ આ મહારાજશ્રીએ દીક્ષાનું મહત્ત્વ વગેરે સમજાવેલ તથા શ્રી મહાવીર પ્રભુના સિદ્ધાંતોનું

એનશ્રીજાએ દીક્ષા લઈને જે આત્મસાધનના માર્ગે પ્રયાણ કર્યું તેમ સૌ કોઈ તે માર્ગે આવે એજ ભાવના.

આ પુસ્તક દીક્ષા પ્રસંગની યાદગીરીરૂપે પાડતાં અત્યંત આનંદ થાય છે. તેમાં નકલ ૨૫૦) ભાઈ જેઠાલાલ તથા કીશોરચંદ્ર ગુલાબચંદભાઈ, નકલ ૧૫૦) વોરા જૈનદાસ રામચંદ હા. ભાઈ પ્રભુદાસભાઈ નકલ ૧૦૦ શેઠશ્રી સુંદરજી કલ્યાણજી તરફથી આપવામાં આવેલ છે. તેમનો આ પ્રસંગે આભાર માનીએ છીએ. તથા ફરી પણ આવા શુભ પ્રસંગે જ્ઞાનાદિના પ્રચાર માટે પોતાની લક્ષ્મીનો સુપયોગ કરે એજ મંગલ ભાવના

આ સમગ્ર મહોત્સવમાં તથા દીક્ષા પ્રસંગને દીપાવવામાં અત્રેના શ્રી સંઘે તથા માસ્તર હીરાલાલ મગનલાલ દો[illegible] ખડેપગે ઉભા રહી જે લાભ લીધેલ છે તે ખરેખર અનુમોદનીય અને પ્રશંસનીય છે અને યાદગીર છે

તેમજ શ્રી મહાવીર શાસન પાક્ષિક પત્રના તંત્રીશ્રી દીક્ષાનો પ્રસંગ ઉજવવા સાથે વેરાવળના શ્રી શ્રમણોપા[illegible] શ્રી સંઘે શ્રી મહાવીર શાસનને જે સહકાર આપ્યો છે પણ અનુમોદનીય છે અને પ્રશંસનીય છે.

શ્રી મહાવીર શાસનનો પ્રચાર ઘેરઘેર થાય અને સહુ [illegible] શ્રી મહાવીર પ્રભુના શાસનને પામી આત્મ કલ્યાણ સા[illegible] એજ શુભ ભાવના.

વેરાવળમાં શ્રી મહાવીર શાસનના પ્રચાર તરીકે ધર્મ[illegible] માસ્તર હીરાલાલ મગનલાલ દોશી તથા ધર્મપ્રેમી ભ[illegible] અમીલાલ રતીલાલ શાહે જે શુભ લાભ લીધો છે તે [illegible] અનુમોદનીય ને પ્રશંસનીય છે. હજુ પણ વિશેષ પ્રયત્નદ્વા[illegible] ર કરે એવી અમારી નમ્ર વિનંતિ છે. —પ્રકાશ[illegible]

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૪૯ | ૩ | भणिशा | भाणशो |
| ૪૯ | ૯ | છાપનારાના | છાપરાના |
| ૫૧ | ૨ | भवेजोअ | भत्रेसोअ |
| ૫૧ | ૨૪ | सलिप्यते"॥ | सलिप्यते" |
| | | ( ક્રમશઃ ) | |
| ૬૦ | ૮ | દરિ | દરિદ્ર |
| ૬૨ | ૯ | તેથા | તેથી |
| ૬૫ | ૭ | स्वभ्यौव | स्वभ्यैव |
| ૬૫ | ૧૧ | सघस्यापि | सङ्घस्यापि |
| ૮૧ | ૧૨ | વર્ણના વર્ણના | વર્ણના |
| ૮૬ | ૨૧ | मह्ला संमेन | महिला संगेन |
| ૯૬ | ૧૨ | मघपानात | मद्यपानात् |
| ૧૧૦ | ૧૯ | નિર્મમંને | નિર્મમ ને |
| ૧૧૧ | ૨૧ | સત્વન | સ્તવન |
| ૧૧૧ | ૨૩ | બૌધિ | બોધિ |
| ૧૧૨ | ૧૮ | પ્યારા | પ્યારા |
| ૧૧૩ | ૩ | જગદિશ | જગદીશ |

---

(પ્ર) દેવદ્રવ્યની વૃદ્ધિ માટે સુપન ઉતારવા પારણું બાંધવું માળ પહેરવી, આરતિ, મંગલ દીવો ઉતારવો અને સદ્વ્યવહાર ન કહેવાય?

(ઉ.) જરૂર સદ્વ્યવહાર કહી શકાય. કારણકે એમાં કોઈ કર્માદાનનો વ્યાપાર કરવાનો નથી. અરે કર્માદાન સિવાયના અન્ય સદ્વ્યાપારો વડે અને કેટલાકના મતે વ્યાજવડે વૃદ્ધિ કરી શકાય તો સુપના આદિ દ્વારા દેવદ્રવ્યની વૃદ્ધિ કરવામાં કયો વાંધો?

(પ્ર.) શું વ્યાજે પણ વૃદ્ધિ કરવી?

(ઉ.) હા. કેટલાકના મતે વ્યાજે પણ દેવદ્રવ્યની વૃદ્ધિ કરી શકાય છે-આ રહ્યો તે પાઠઃ—

केचित्तु श्राद्धव्यतिरिक्तेभ्यः समधिकग्रहणकं गृहीत्वा कलान्तरेणापि तद्वृद्धिरुचितेवेत्याहुः ॥

ભાવાર્થઃ-કેટલાક આચાર્ય ભગવંતોના મતે શ્રાવક સિવાય અન્યને વ્યાજે પણ દેવદ્રવ્ય આપીને દેવદ્રવ્યની વૃદ્ધિ કરવાનું ઉચિતજ મનાય છે. પણ અંગ ઉધારે નહિં પરંતુ કાંઈક અધિક કીંમતી ઘરેણું લઈને આપવું. જેથી વ્યાજ લેવા જતાં મૂડી ખોવાનો વખત આવે નહિ. અહિં શ્રાવકને વ્યાજે આપવાના ના પાડી છે એ ધ્યાનમાં લેવા જેવું છે.

(પ્ર.) આમ દેવદ્રવ્યની વૃદ્ધિ કરવાથી શું લાભ?

(ઉ.) ઘણોજ લાભ છે. શ્રી જિન આજ્ઞા મુજબ વિધિ-પૂર્વક દેવદ્રવ્યની રક્ષા અને વૃદ્ધિ કરનારને અલ્પ સંસારીપણાનો અને તિર્થંકરપણાના પ્રાપ્તિનો મોટો લાભ બતાવ્યો છે. આ બાબતમાં નીચેનો પાઠ સાક્ષી પૂરે છે.

પ્રાપ્ત કરે છે એમ ઉપરના પ્રશ્નોત્તરથી અમે જાણ્યું પણ ભક્ષણ કરનારો કેવો લાભ પ્રાપ્ત કરે, એ જણાવશો?

(ઉ.) હા, ભક્ષણ કરનારો અનંતકાલ પર્યંત સંસારમાં પરિભ્રમણ કરનારો બને છે એ નીચેના પાઠ પરથી જાણી શકશો

"भक्खंतो जिणदव्वं अणतसंसारिओ होइ ॥"

ભાવાર્થ:—શ્રી જિનદ્રવ્યનું ભક્ષણ કરી જનારો જીવડે અનંતકાલ સંસારસાગરમાં રઝળનારો બને છે જેના ભક્ષણથ જીવને અનંતોકાલ સંસારમાં ભાગવું પડે અનંતા જન્મમરણન દુઃખો વેઠવા પડે, તે દેવદ્રવ્યનું ભક્ષણ કરવા કરતા તો ઝેરન ભક્ષણ કરવું વધારે હિતાવહ કેમ ન કહેવાય? કારણકે એ ભક્ષણથી કંઈ અનંતકાલ જીવને ભમવું પડતું નથી. આ ઉપરથી આપણે સમજવું જોઇએ કે દેવદ્રવ્યનુ ભક્ષણ નહિ કરતાં તેની વૃધ્ધિ અને રક્ષા કરવી જોઇએ. અહિં એ પા સમજવા મલે છે કે-દેવદ્રવ્યની વૃદ્ધિ કરો. રક્ષા કરો. ભક્ષણ કરો પણ તેનો ઇષ્ટ અને અનિષ્ટ લાભ આપણને પણ ભગવાનને નથી કારણકે ભગવાન તો વીતરાગ છે. લાભ મેળવવા લાયક છે તે લાભ તો તે પ્રાપ્ત કરી ચૂકયા એટલે એમને કંઇ મેળવવાનું બાકી રહેતું નથી પણ વીતરાગ પરમાત્માની ભકિત કરીને મોક્ષલક્ષ્મીનો લાભ આપ મેળવવાનો બાકી છે માટે શાસ્ત્રવિધિ મુજબ આપણે ભકિ કરવી જોઇએ એ ભક્ષણની નુકશાની પણ આપણને છે મા ભક્ષણના પાપથી આપણે સદાને માટે દૂર રહેવું જોઇએ.

(પ્ર.) શું આરતિ-મંગળ દીવો-સુપન-ઉપધાનની માળ આદિનું દ્રવ્ય દેવદ્રવ્ય કહેવાય?

થાય, આવી સંભાવના છે કે ભાવિકો સુંદર બનેલા મંદિરમાં મહાપૂજા, સત્કાર કરે, રથ-પાલખી વિગેરે ભક્તિનાં સાધનો એ પણ દેવદ્રવ્ય છે અને એ સાધનો હોય તો અવસરે મહાપૂજા-સત્કાર થઈ શકે. મહાપૂજા આદિના અવસરે અનેક ભવ્યાત્માઓ ભક્તિમાં જોડાઈ જાય એનો પણ સંભવ છે. એથી શ્રી જિન પ્રવચનની વૃદ્ધિ થાય એ સ્પષ્ટ છે. સુંદર થએલા મંદિરની અનુમોદના કરીને પણ અનેક ભવ્યાત્માઓ બોધિ બીજને પામી જતાં પ્રવચનની વૃદ્ધિ થાય એ પણ બનવા જોગ છે. વળી જ્યાં શ્રી જિનમંદિર હોય ત્યાં મહાપૂજા આદિના પ્રસંગે ઉત્તમ સાધુજનોનો પણ પ્રાયઃ આવવાનો સંભવ છે. આથી તેમની મોહરાજાને મારનારી દેશના સાંભળીને અનેક લઘુકર્મી આત્માઓ ધર્મસમ્મુખ બની જાય, સમકીત પામી જાય, તત્ત્વોના બોધને પામી જાય, સર્વવિરતિ, દેશવિરતિ, ચારિત્રને પામી જાય એ પણ બનવા જોગ છે. આ રીતે પ્રવચનની વૃદ્ધિ અને જ્ઞાનાદિ ગુણોની વૃદ્ધિ જો દેવદ્રવ્ય હોય તો થવા સંભવ છે એ સ્પષ્ટ છે. આથી એ વાત પણ સ્પષ્ટ થઈ જાય છે કે દેવદ્રવ્યનો નિશાળ આદિ સાર્વજનિક કાર્યોમાં ઉપયોગ કરીને જ્ઞાન આદિ ગુણોની વૃદ્ધિ કરવાની નથી. પરંતુ દેવદ્રવ્યના યોગે ઉપર કહી ગયા એ મુજબ મંદિરના કાર્યમાં ઉપયોગ કરીને સદ્ગુરૂ મહારાજાનો યોગ પામીને સમ્યગ્ જ્ઞાનની પ્રાપ્તિ કરવાની છે. પણ તમે કહી ગયા એ પ્રમાણે નહિં. અને સમ્યગ્ જ્ઞાનની પ્રાપ્તિ માટે સિદ્ધાન્તના સમ્યગ્ જ્ઞાનના પ્રચારમાં પણ દેવદ્રવ્ય વપરાય નહિં તો મિથ્યાજ્ઞાનના પ્રચારમાં તે દ્રવ્ય વપરાયજ કેમ ?

નૂતન ચૈત્ય, યા જિર્ણોદ્ધાર યા ભક્તિના સાધનો થાય તો
પરિણામ એ આવે કે ચૈત્યોનો નાશ, ભક્તિનો નાશ, એ
સિવાય બીજું પરિણામ શું આવે? વર્તમાન સમગ્ર શ્રીસં
બોલી બોલવાનું તો કબુલ રાખે છે–તો શું સમગ્ર શ્રીસંઘ
મિથ્યાત્વી માનવો કે બોલીમાં મિથ્યાત્વ લાગે એમ બોલન
અને લખનારને મિથ્યાત્વી માનવો? સમગ્ર શ્રીસંઘને મિથ્યા
કોણ કહી શકે? જેને અધોગતિમાં જવું હોય તેજ ક
શકે કે બીજો?

પ્ર—કેટલાકો કહે છે કે અત્યારે મંડનનો જમાનો
ખંડનનો નહિં. એમાં શું સમજવું?

ઉ—કહેનારાઓ કે લખનારાઓ લગભગ એવા છે
જ્યારે પોતાની માન્યતા વિરૂદ્ધ આવે છે ત્યારે તેઓજ ખંડ
કરવા બેસી જાય છે. અને જ્યારે શાસ્ત્રીય માન્યતાઓ
ખંડન થતું હોય ત્યારે તેની રક્ષા કરવાવાળાઓને કહેશે
મંડન કરો પણ ખંડન નહિં. એનો અર્થ એ છે કે અ
શાસ્ત્રીય માન્યતાનું ખંડન કરીયે યા કોઇ કરતું હોય
તેનો વાંધો નહિં. પણ જો અમારી માન્યતા વિરૂદ્ધ આવ
તો અમે તો ખંડન કરવાના કરવાના ને કરવાના. અ
ઉપરથી કહેશે કે જનતા ઉંધી ન જાય માટે અમારે આ
કરવું પડયું છે. આ ઉપરથી તેઓની કેવી મનોદશા છે એને
તમોને ખ્યાલ આવી ગયો હશે? બાકી શાસ્ત્રીય બાબતોમાં
શક્તિસંપન્નો કદીજ મૌન રાખી શકે નહિં. કોઇ એવા
અવસરની વાત જુદી છે.

ભગવાને પણ માળાનું દ્રવ્ય, જ્ઞાન ખાતા અને સાધ
ખાતાનો નિષેધ કરીને દેવદ્રવ્યમાં લેઇ જવાનો સં
બતાવ્યો છે સુવિહિતનો સંપ્રદાય આજ્ઞાવત્ માનવાનું શા
પ્રમાણ છે એ ભૂલવું જોઇએ નહિં. છતાં થાણાની ઉપ
કમીટીએ સ્વેચ્છાચારી પણે માળાનું ઘી સાધારણમાં
જવાનું જે ઠરાવ્યું છે, એ શાસ્ત્ર-સંપ્રદાય અને મુનિ સંમેલન
વિરૂદ્ધ હોઇ આદરણીય નથી, પણ ત્યાજ્ય છે. આ ઠરાવ
શ્રી શાસ્ત્ર અનુસારી શ્રી સમસ્ત શ્રી સંઘે બહિષ્કાર ક
જોઇએ. શ્રી થાણા ઉપધાન કમીટીએ કયા કયા
આચાર્ય આદિ ભગવંતોની આજ્ઞા અનુસાર ઠરાવ કર્યો
તે કમીટીએ શાસ્ત્રના પૂરાવા સહિત જાહેર કરવું જોઇએ
શાસ્ત્ર સમ્મત જણાતાં સૌ કોઇ તેઓના ઠરાવને માન આ
બાકી તો મનસ્વી પણે કરાએલા ઠરાવોનું બહુમાન કોઇ
આજ્ઞાનુસારી શ્રી સંઘ માન આપશે નહિજ. એ તો
ચોકકસ ખાત્રી છે. મનસ્વી પણે ઠરાવો કરવા, એ ભયંકર
ભયંકર પાપ છે અને તેની સાથે શ્રી સંઘમાં શાન્તિનો ભં
કરીને ઉત્પાત મચાવનાર છે. માટે કાંતો કમીટીએ એ ઠરા
પાછો ખેંચી લેવો જોઇએ અને કાંતો સાધારણ ખાતામાં લે
જવાના પૂરાવા આપવા જોઇએ. તે વિના જાગેલો ઉહાપો
શાન્ત નહિ થાય. અને કદાચ શાન્ત થઇ જશે તો પણ
ઠરાવ સર્વ માન્ય તો નહિજ બને શ્રી સંમેલને પણ
ઠરાવો સર્વમાન્ય થઇ શકે તેવાજ ઠરાવો કર્યા છે પણ બી
નહિ. કારણકે એ રીતેજ શ્રી સંઘમાંથી અનીચ્છનીય વાતાવ
-- --) શકે તેમ હતું. તો શ્રી સંમેલનથી તમો વધારે ડા

ફકીરીના ફરમાનને કોઇએ પણ માન આપવું જોઇએ નહિ

પ્ર—માનો કે અમારા ગામમાં દહેરાસરમાં જિર્ણોદ્ધા
જરૂર ન હોય કેમકે ખાસ પૂરતું દેવદ્રવ્ય હોય. જરૂર છે
ઉપાશ્રયની કે ધર્મશાળાની અને એમાં સાધારણ દ્રવ્યની ક
હોય હવે બોલી બોલીને દેવદ્રવ્યની છાપ મારીને સાધારણ
જમે કરીને ફુલાવાનો વખત આવે એના કરતાં દેવદ્રવ્યમાં
જવાની આવકને બોલી બોલતાં પહેલાં સાધારણમાં
જવાની જાહેરાત થાય તો ફુલાવવાનો તો વારો ના આવે

ઉ—પહેલી વાત એ છે કે આપણા ગામનું દહેરાસર
કે બીજા ગામોના દહેરાસરો હોય પણ એ બધાય દહેરા
આપણા છે એમ માનવું જોઇએ. કેમકે બીજા ગા
દહેરાસરોમાં પણ ભગવાનતો આપણા જ છે આ મા
જો આપણા હૃદયમાં વસી જાય તો આપણા ગામના દહેરા
દેવદ્રવ્યની જરૂર નહિ હોય તો વધુ થએલું દેવદ્રવ્ય
ગામના દહેરાસરમાં જિર્ણોદ્ધાર માટે યા કોઇ ઠેકાણે
બંધાતા દહેરાસરોમાં આપવાનું મન થશે. એ રીતે અ
દહેરાસરની રકમનો સદુપયોગ થઇ જશે એમ કરવામાં
તો દેવદ્રવ્ય બીન જરૂરી નહિ લાગે. કારણ ઘણા
જિર્ણોદ્ધાર અને નવા દહેરાસરોની જરૂર હોય છે

બીજી વાત એ છે કે દેવદ્રવ્યની છાપ મારીને સાધા
જમા કરીને ફુલવું એના કરતાં દેવદ્રવ્યની છાપ ન
પહેલેથી સાધારણમાં લેઇ જવું, એ શું ખોટું ? આ
જવાબ એ હોઇ શકે ? શાસ્ત્ર કે શાસ્ત્રનુસારી કોઇ પણ
દેવદ્રવ્યની છાપ મારીને સાધારણમાં જમા કરવાનું કહેલું

હતો તે તે વખતના બ્હાર પાડેલ સાહિત્ય ઉપરથી સ્પષ્ટ જણાય છે. જરૂર પડે તે સાહિત્ય બ્હાર મૂકવામાં વાંધો પણ નહિ આવે. વર્તમાન શ્રી સાધુસંઘનો મ્હોળો ભાગ વિરોધમાં છે એતો જગ જાહેર છે. છતાં માત્ર થાણુાની દૃષ્ટિએ સરવૈયું કાઢીને સમગ્ર ભારતના શ્રી સંઘ ઉપર સત્તા ઠોકી બેસાડવાનો જે પ્રયાસ કરાયો છે તે કદીજ અમલમાં આવી શકે નહિ. તે માન્યતાવાળા એક બે લેખકો વિના આધારે સાધારણમાં લેઇ જવાની હીમાયત કરે એથી કંઇ સર્વમાન્ય વાત થોડીજ થાય? અને શ્રી સંઘમાં અશાન્તિનું વાતાવરણ ઉભું થયાની કાળી ટીલી તો તેમના કપાળે જાય તેમાં નવાઈ છે?

પ્ર—કેટલાકો કહે છે કે ઉપધાનની માળ આદિની ઉપજ દેવદ્રવ્યમાં જવી જોઇએ એ સંબંધમાં મૂલ સૂત્રમાં કંઈ અધિકાર જણાતો નથી. તો શા માટે ખેંચતાણ કરવી? જેની જેમ ઇચ્છા હોય તેમ ભલે વર્તે એમાં આપણે વાંધો લેવાની કઇ જરૂર?

ઉ—આપણે કબુલ કરી લેઇએ કે આ વાત કદાચ મૂળ સૂત્રમાં ન હોય. પણ એટલા માત્રથી સાધારણમાં લેઇ જવાનું ઠરતું નથી કારણકે અત્યારે શું બધાય સૂત્રો વિદ્યમાન છે? ના. તો પછી મૂળ સૂત્રમાં નથીજ એમ આપણે કેમ કહી શકીયે? વર્તમાન સૂત્રમાં નથી એમ કરીને ઇન્કાર કરશો તો વર્તમાન સૂત્રમાં તો માર્ગાનુસારીના ગુણો પણ નથી તો તે શું નહિ માનો? ત્યારે મહાનુભાવો સમજો મૂલમાં ન હોય છતાં પંચાંગી અને પંચાંગી અનુસાર પૂર્વાચાર્ય આદિના રચિત શાસ્ત્ર આદિને માન આપીને આપણે ચાલવું જોશે. નહિ તો

બોલો ભાઈ! આ પ્રશ્નોત્તરમાં સૂત્ર બોલીની વાત છે! આમાં સૂત્ર બોલી ઉપજ શેમાં જાય તેવો પ્રશ્ન નથી અને તેવો ઉત્તરેય નથી. આમાં તો એ સ્પષ્ટ પ્રશ્ન છે કે પ્રતિક્રમણની વેળાએ કોઈએ અમુક તોલા કેશર આપવાનું કહ્યું હોય અગર અમુક પ્રમાણમાં તેલ આપવાનું કહ્યું હોય. અગ એવી કોઇ ભક્તિ કરવાની ચીજ આપવાનું કહ્યું હોય તો તે દેવદ્રવ્યમાં લેઇ જવું કે સાધારણમાં લેઈ જવું? આ પ્રશ્ન છે

ઉત્તરમાં પણ સૂત્ર બોલીની ઉપજ અમુક ખાતામાં લેઇ જવાનો ઉત્તર નથી પણ ઉત્તર એ છે કે જો કેશર આદિ આપનાર એમ કહે કે મ્હારે દેવદ્રવ્યમાં આપવું છે તે દેવદ્રવ્યમાં લેઇ જવાનું ફરમાવ્યું અને આપનારની ઇચ્છ સાધારણ દ્રવ્યમાં હોય તો સાધારણમાં લેઇ જવાનું ફરમાવ્યું આવો ઉત્તર આપવાનું કારણ એ છે કે આપનારની ઇચ્છ દેવદ્રવ્યમાં હોય અને સાધારણમાં લેઇ જવાય તો શ્રાવ પોતાના કપાળે ચાંલ્લો કરી શકે નહિ કેમકે દેવદ્રવ્ય ભક્ષણને દોષ લાગે. માટે આપનારની ઇચ્છા મુજબ દેવભક્તિમાં તેનો ઉપયોગ થાય. આપનારે જો સાધારણમાં આપવાન જણાવ્યું હોય તો સાધારણમાં લેઇ જવામાં વાંધો નહિ અને તે દ્રવ્ય દેવભક્તિમાં વાપરી શકે. અને શ્રાવક પોતના કપાળે ચાંલ્લો પણ કરી શકે, કેમકે સાધારણ દ્રવ્ય છે. માં સાધારણમાં લેઈ જવાનો ઉત્તર આપ્યો—

આચાર્ય ભગવાન શ્રી સેનસૂરીશ્વર મહારાજ સૂત્ર બોલીન ઉપજ સાધારણ ખાતામાં લેઇ જવાનું કેમ જ કહે? કારણ એ તો જ્ઞાન દ્રવ્ય છે આજે પણ શ્રી શાસ્ત્રાનુસારી શ્રી સં

ઉ—શ્રી શ્રાદ્ધવિધિ નામના ગ્રન્થ રત્નમાં તેનું વિધા
આદિ શબ્દથી મળી જાય છે.

પ્ર—શ્રી શ્રાદ્ધવિધિને શું આગમ કહેવાય?

ઉ—આગમ નહિ પણ આગમને અનુસરતો ગ્રંથ એ પ
પરંપરાએ આગમ કહેવાયને? અત્યારે તો પરંપરા આગ
મળશેને? વળી સુવિહિતોની આચરણાને આજ્ઞાવત્ માનવા
શાસ્ત્ર ફરમાવે છે એ પણ ભૂલવાનું નથી આ વસ્તુને સમ
નારો પારણા આદિની ઉપજને વ્યવહારિક કેમજ ઓળખાવી શકે

પ્ર—તો પછી વ્યવહારિક ઓળખાવવાનું કારણ શું?

ઉ—કારણ સ્પષ્ટ છે. વર્તમાનમાં જે લોકો ઉપધાન
માળા, સુપન, પારણા આદિની ઉપજને સાધારણમાં લે
જવાની હીમાયત કરે છે તેની સામે શાસ્ત્ર શ્રદ્ધાળુઓ
'સાધારણમાં ન લેઈ જવાય પણ દેવદ્રવ્યમાં જવું જોઈએ
આ જાતિનો વિરોધ પ્રગટયો છે. તે વિરોધને દબાવવા માટે
'ઉપજ વ્યવહારિક છે, સિદ્ધાંતિક નથી' એમ કહીને આ
તરકીબ રચાઈ છે.

પ્ર—પારણાની ઉપજ દેવદ્રવ્યમાં જવી જોઈએ?

ઉ—હા એમાં વળી શંકા શી? પારણામાં ભગવાન
પધરાવાય છે. માટે પારણું ભગવાનનું છે. એતો દષ્ટીતી વ
છે અને તેથી ભગવાનની ભક્તિ માટે બંધાયેલા પારણા
થી દેવદ્રવ્યમાં જાય એ સ્વાભાવિક છે.

# " ચાર શરણુ "

( રાગ—જિનવર પરમ કૃપાળ ભવિયાં )

ચાર શરણુ સુખકાર ભવિયાં, ચાર શરણુ સુખકાર;
પ્રથમ શરણુ અરિહંત પ્રભુનું, બાર ગુણે હિતકાર...૧
બીજું શરણુ સિદ્ધબુદ્ધ ભગવંતનું, અજરામર પદધાર...૨
ત્રીજું શરણુ સાધુ સાધુ ગુરૂનું, કરૂણારસ ભંડાર...૩
ચોથું શરણુ શુભ જૈન ધરમનું દુઃખ ટાળી સુખ દાતાર...૪
લાખ ચોરાશી હું જીવ ખમાવું વૈર ન રાખું લગાર..૫
શુભ કરણી સવિ ભલી હું માનું પાપને નિન્દુ અપાર...૬
મનવચ કાયે જે પાપ કર્યાં મેં, મિથ્યા થાઓ આવાર...૭
માતપિતા ભાઇ નારીને છોડી, ક્યારે થઇશું અણુગાર...૮
નવકાર મંત્રનું ધ્યાન ધરંતાં, પામીએ ભવજલ પાર...૯
છોડી લોલુપતા અવસર પામી, અણુસણ કરીએ શીકાર...૧૦
ઓચીંતુ મુજ જો મરણુ હોવે, તો સવિ ત્યાગ નિરધાર...૧૧
જન્મ જરા મરણાદિક ભરીઓ, આ સંસાર અસાર...૧૨
કર્યાં કરમ સમભાવે ભોગવીએ, કોઇ ન રાખણહાર...૧૩
તે માટે શરણુ એ ચિત્તમાં ધારૂં, શમામૃત દેનાર...૧૪

—o—

પ્ર—તા. ૩૧ જાન્યુઆરી ૧૯૫૩ જૈનપત્રના ૧૮ પાને 'મુંબઇના અવનવા' આ હેડિંગ નીચે 'કડવી નજરે' ના ફકરામાં ડૉ. ચંદ્રશેખરના 'સરકારને પંચવર્ષીય યોજના માં દેવદ્રવ્યનો ઉપયોગ કરવા ભારપૂર્વક જણાવ્યું હતું. વધુમાં તેમણે પુછ્યું કે આર્થિક અને સામાજિક પુનઃ રચના માટે આ દેવદ્રવ્યનો ઉપયોગ થાય તો આથી વિશેષ ધાર્મિક કાર્ય કયું હોઇ શકે?' આ વિચારો યોગ્ય છે?

ઉ—બીલકુલ યોગ્ય નથી. કારણકે આ વિચારો ધર્મ શાસ્ત્રોથી વિરૂદ્ધ જાય છે. ડૉ ભલે ડૉ. હોય પણ એ શરીરની દવા કરનારા છે પણ શરીરમાં રહેલા આત્માઓને વળગેલ કર્મરોગની દવા કરનારા નથી. એ માટે તો એમણે ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કરવો જોઇએ અભ્યાસ માટે સદ્ગુરૂઓની ઉપાસના કરવી જોઇએ. વિના અભ્યાસે વૈદુ કરનારા વૈદ્યો યા ડૉક્ટરો જેમ દર્દીઓને મારનારા બને તેમ ધર્મશાસ્ત્રોના અભ્યાસ વિનાના માણસો પણ મારનારા બને. એવા માણસોએ સરકારને યા કોઇપણને સલાહ આપવા નીકળવું એ વ્યાજબી નથી. છતાં નીકળે તો એ જગતનું હિત કરવાના બદલે સ્વપરનું અહિત કરનારા બની જાય એ સ્વાભાવિક છે કારણકે પોતાના અધિકાર બહારની વાત છે. પોતાના અધિકારની બહારની વાતમાં ડહાપણ કરવા નીકળવું એ ડાહ્યા માણસોનું કામ નથીજ. ડૉ. ચંદ્રશેખરને તમો પુછો કે તમો ક્યા ધર્મશાસ્ત્રના આધારે સરકારને આવી ઉંધી સલાહ કે આવા ઉંધા વિચારો જણાવવા તૈયાર થયા છો? તો એમને માથુંજ ખંજોરવું પડશે, કારણકે કોઇપણ ધર્મશાસ્ત્રોમાં તેમના

અર્થ—પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ, સંજમ, તા ચારિત્રમાં ઉદ્યમી મુનિવરો એક સ્થાનકે સો વર્ષ સુધી ર હોય, તોપણ આરાધક કહ્યા છે.

આ પાઠથી એક ઠેકાણે વધારે વખત રહી શકે.

એવંપિ (ઘાસ સયંપિ વસંતા) આ પાઠથી મુનિ કારણે એક ઠેકાણે વધુ રહી શકે છે, તથાપિ એમાં આ સાચવવો જોઇએ.

मासत्ति आद्यन्त्यजिन यतीनां मास कल्प नि दुर्भिक्षाशक्ति रोगादि कारणस द्भावेऽपि शाख पाटक कोणक, परावर्त्तेनापि सत्यापनी येवः कल्पसूत्र ५-૪

ભાવાર્થ:—આ પાઠમાં પણ જો કારણ ન હોય તો પ્હેલા અને છેલ્લા શ્રી જિનેશ્વર દેવના સાધુઓ માસ કલ્પ મર્યાદા સાચવે એટલે શેષકાલમાં આઠ મહિનાના આઠ ચોમાસાનો એક એમ નવકલ્પી વિહાર કરે. એટલે ચોમાસે ચાર માસથી અધિક સાધુ રહે નહિ. અને શેષકાલમાં મહિનાથી અધિક રહે નહિ. પરંતુ દુઃષ્કાળ, વિહાર કરવા અશક્તિ, બીમારી, આદિના કારણે એક ઠેકાણે રહેવાની જરૂરીયાત જણાય, તો રહે. પણ શાખાપુર, પાડો, ઉ ઉપાશ્રયનો ખૂણો પરાવર્તન કરીને પણ માસ કલ્પની મર્યાદા સાચવવીજ જોઇએ. આ પ્રમાણે પણ જો મર્યાદા સાચવવા ન આવે તો મમતા, લઘુતા આદિ ઘણા દોષો આવી જવાનો સંભવ છે. આથી એ સ્પષ્ટ થાય છે કે, કારણે સાધુને એક ઠેકાણે ઘણો વખત રહેવાનો અવસર આવે ત્યારે ઉપર કહ્યા મુજબ સાધુ ઘણો વખત પણ રહી શકે છે.

શં. —કોઇ ભક્ત શ્રાવક ભગવાનને માટે પોતાના દ્રવ્યથી આભૂષણ કરાવે. પછી પોતાને કોઇ ગોવા વિદટ પ્રસંગે કલ્પે કે નહિ ?

સ.—જો ભગવાનને માટેજ કરાવ્યા હોય તો તો ન કલ્પે કારણકે તેમાં ભગવાનને અર્પણ બુદ્ધિ છે માટે દેવદ્રવ્ય થઇ ગયું. પણ જો અર્પણ બુદ્ધિએ ભગવાન માટે કરાવ્યા ન હોય તો ભગવાનને ભક્તિ માટે પહેરાવ્યા પછી પાછા લઇ શકે છે. આ વાતમાં પોતાનો અભિપ્રાય પ્રમાણ છે. જુઓ સે. ભા. પૃ. ૨૦૨

શં. —જેમ ઉપર અભિપ્રાય પ્રમાણ કહો છો તેમ સુપન પારણું અને ઉપધાનની માળ આદિની ઉપજ બોલનારના અભિપ્રાય મુજબ સાધારણ ખાતામાં ના લેઇ જવાય?

સ —ના, કારણકે શાસ્ત્ર-સંપ્રદાય જેની ઉપજ દેવદ્રવ્યમાં લેઇ જવાનું ફરમાવતું હોય ત્યાં બોલનારનો અભિપ્રાય ચાલી શકે નહિ. જ્યાં શાસ્ત્રે બોલનારના અભિપ્રાય ઉપર ન રાખ્યું હોય ત્યાં બોલનારનો અભિપ્રાય કેમ ચાલે? ત્યાં તો શાસ્ત્રનો અભિપ્રાય ચાલે. શાસ્ત્રનો તો અભિપ્રાય ચોકખો છે કે દેવદ્રવ્યની વૃદ્ધિ માટે માળ આદિની બોલી બોલવી જોઇએ. પછી બોલનારના અભિપ્રાય ઉપર આધાર કયાં રહ્યો ! જ્યાં શાસ્ત્રમાં બોલનારના અભિપ્રાય ઉપર છોડયું હોય ત્યાં બોલનારનો અભિપ્રાય ચાલી શકે. બાકી જ્યાં વિધિ કે સંપ્રદાય દેવદ્રવ્યમાં લેઇ જવાનું ઠરાવતું હોય ત્યાં બોલનારનો અભિપ્રાય ચાલી શકેજ નહિ.

શં. —દહેરાસરમાં પ્રત્યાખ્યાન પાળવું કલ્પે? કે નહિ ?

ગૃહસ્થ વાપરી શકતો નથી. દેવના માટેજ કરાવેલા આભૂષણો એ દેવદ્રવ્ય બની જાય છે. આથી પોતાના પૈસાથી કરાવેલા હોવા છતાં ગમે તેવા પ્રસંગમાં પણ પોતે તેનો ઉપયોગ કરી શકતો નથી. તો દેવદ્રવ્યનો ઉપયોગ બીજાઓ કેમજ કરી શકે નજ કરી શકે. વળી ૩૧૦ માં પૃષ્ઠમાં જણાવે છે કે "દેરાસરના નોકર પાસે પોતાનું કાર્ય કરાવાય કે નહિં?" આ પ્રશ્નના ઉત્તરમાં જણાવે છે કે "દેરાસર સાચવનારે દેરાસરના નોકર પાસેથી પોતાનું કાર્ય કરાવાય નહિં" આ પ્રશ્નોત્તરથી પણ સ્પષ્ટ સમજાય છે કે દેરાસરના પૈસાથી દેરાસરના કામ માટે રાખેલા નોકર પાસેથી પણ કાર્યવાહક જ્યારે પોતાનું કામ પણ કરાવી શકતો નથી. ત્યારે દેવદ્રવ્યનો સામાજીક યા દેશના કાર્યોમાં ઉપયોગ કેમ કરી શકાય?

૩૪૪ માં પૃષ્ઠમાં તો ત્યાંસુધી જણાવવામાં આવે છે માળી પાસેથી માનો કે આપણે ૧ રૂ. ના ફુલ લીધા તે રૂ. રોકડો નહિં આપતાં આપણે એને ચોખા આદિ મા આપ્યો એ આનો બે આના જે નફાનાં આવ્યા હોય તે પા દેવદ્રવ્ય કહેવાય છે તે નફાનો ઉપયોગ આપણે કરી શકતા નથી. તે નફાના પૈસા દેવદ્રવ્યમાં નાખી દેવા જોઇએ.

પ્ર—બીજા કોઇ ગ્રંથમાં નિષેધ છે ખરો?

ઉ—હા.

પ્ર—કયા ગ્રંથમાં?

ઉ—જુઓ, લગભગ જેની રચના કર્યે ૫૦૦ વર્ષ થઇ ગયા છે તે શ્રાદ્ધવિધિના કર્તા આચાર્ય ભગવાન શ્રીમાન રત્નશેખરસૂરીશ્વરજી મહારાજ શ્રી શ્રાદ્ધવિધિમાં ફરમાવે છે કે

ભક્ષણ કરનારની ઉપેક્ષા કરે, તે પ્રાણીઓ કાંતો ધર્મને જાણતા નથી અને કાંતો તેઓએ નર્કમાં જવાનું આયુષ્ય બાંધેલું હોવું જોઇએ. આથી એ સ્પષ્ટ થાય છે કે જેઓ જૈનધર્મને જાણે છે, અને જેઓ દેવાદિ ઉચ્ચિ ગતિએ જનારા છે તેઓ તો દેવદ્રવ્ય તો શું પણ સાધારણદ્રવ્ય પણ ખાવાની ખવરાવવાની બુદ્ધિવાળા હોતા નથી, તો દેવદ્રવ્યની ખાવાની બુદ્ધિવાળા કે ખવરાવવાની બુદ્ધિવાળા કેમજ બને? જેઓ ધર્મના અજાણ છે અથવા જેઓને નર્કમાં જવાનું હોય તેવા પાપાત્માઓનેજ આવી અવળી બુદ્ધિ સુઝે ધર્મના અજાણ માણસો આવા ઉંધી સલાહ આપે, એ શું માનવા યોગ્ય છે! કદીજ નહિ. નર્કમાં જાવાની તૈયારી કરી રહેલા માનવો પોતે નર્કમાં જાય અને બીજાઓને દેવદ્રવ્ય ખાવાની કે ખવરાવવાની સલાહ આપીને લેઇ જાય, એવા માનવો ઘોર પાપાત્માઓ કહેવાય એમાં કંઇ નવાઇ છે? અહિં એ પણ ખ્યાલમાં લેવા જેવું છે કે સાધારણ દ્રવ્યની વ્યાખ્યા કરતાં શ્રી શાસ્ત્રકાર ભગવાનો જણાવે છે કે—"साधारणं चैत्यपुस्तकापद्‌गतश्राद्धादिसमुद्धरणयोग्यं ऋद्धिमच्छ्राद्धकमीलितं ॥"

ભાવાર્થઃ—આ પંક્તિમાંથી બે વાત નિકલે છે. ૧ સાધારણ દ્રવ્ય–ધનવાન ધર્માત્માઓએ ફંડ–ફાળો આદિ કરીને ભેળું કરેલું હોવું જોઇએ. ૨ આ સાધારણ દ્રવ્યનો ઉપયોગ જરૂર પડે દહેરાસરમાં વાપરી શકાય. આગમની ભક્તિમાં વાપરી શકાય. આપત્તિમાં આવેલા શ્રાવક ભાઇઓના ઉદ્ધારમાં વાપરી શકાય અને અહિં પદથી ઉપાશ્રય આદિમાં વાપરી શકાય. આથી સ્પષ્ટ થઇ જાય છે કે સ્વામી ભાઇના ઉદ્ધાર

अरिहंत सिद्धसाहू, केवलिकहिओ सुहावहो धम्मो।
एए चउरो चउगइ हरणा सरणं लहइ धन्नो ॥ १ ॥

ભાવાર્થ:—જે ધન્ય આત્મા છે તે શ્રી અરિહંત પરમાત્મા, શ્રી સિદ્ધ પરમાત્મા, શ્રી સાધુ ભગવંત અને સુખ આપનાર શ્રી કેવલી ભગવાને કહેલો શ્રી જૈનધર્મ, આ ચારનું શરણુ પામી શકે. આ ચારનું શરણુ લેવાથી પુણ્યાત્માઓ ચાર ગતિના પરિભ્રમણથી મુક્ત થઈને પંચમગતિ મોક્ષને પામે છે માટે મોક્ષ પામવાની ઇચ્છાવાળા પુણ્યાત્માઓએ સદા આ ચારનું શરણું સ્વીકારવું જોઈએ.

चउरंगो जिणधम्मो, नकओ चउरंगसरणमवि न कयं।
चउरंगभवुच्छेओ नकओ हा हारिओ जम्मो ॥

ભાવાર્થ:—મહા ખેદની વાત છે કે જેણે દુર્લભ મોંઘેરા માનવ-ભવ પામીને દાન, શીલ, તપ અને ભાવના રૂપ ચાર પ્રકારના ધર્મને કર્યો નહિ. જેણે શ્રી અરિહંત ભગવાન આદિ ચારનું શરણું સ્વીકાર્યું નહિ. અને ચાર ગતિનો જેણે છેદ, ઉચ્છેદ કર્યો નહિ તે ખરેખરા પોતાના માનવભવને હારી ગયો.

अरिहंत सिद्धसाहू, केवलिकहिओ सुहावहो धम्मो ।
एए चउरो चउगइ हरणा सरणं लहइ धन्नो ॥ १ ॥

**ભાવાર્થ:**—જે ધન્ય આત્મા છે તે શ્રી અરિહંત પરમાત્મા, શ્રી સિદ્ધ પરમાત્મા, શ્રી સાધુ ભગવંત અને સુખ આપનાર શ્રી કેવલી ભગવાને કહેલો શ્રી જૈનધર્મ, આ ચારનું શરણુ પામી શકે. આ ચારનું શરણ લેવાથી પુણ્યાત્માઓ ચાર ગતિના પરિભ્રમણથી મુકત થઇને પંચમગતિ મોક્ષને પામે છે માટે મોક્ષ પામવાની ઇચ્છાવાળા પુણ્યાત્માઓએ સદા આ ચારનું શરણું સ્વીકારવું જોઇએ.

---

चउरंगो जिणधम्मो, नकओ चउरंगसरणमवि न कयं ।
चउरंगभवुच्छेओ नकओ हा हारिओ जम्मो ॥

**ભાવાર્થ:**—મહા ખેદની વાત છે કે જેણે દુર્લભ મોંઘેરા માનવ-ભવ પામીને દાન, શીલ, તપ અને ભાવના રૂપ ચાર પ્રકારના ધર્મને કર્યો નહિ. જેણે શ્રી અરિહંત ભગવાન આદિ ચારનું શરણું સ્વીકાર્યું નહિ. અને ચાર ગતિનો જેણે છેદ, ઉચ્છેદ કર્યો નહિ તે ખરેખર પોતાના માનવભવને હારી ગયો.

( અનુસંધાન પેઇજ ૩૭ નું ચાલુ )

ભાઇઓની સેવા થશે ખરેજ આવા પ્રકારનો ઉપદેશ જો કે... આપવું હોય, તો તે પાપોપદેશ છે. ગાની લઇએ કે કો કોઇ વહીવટદારો આપખુદી સત્તાનો ઉપયોગ કરીતે કરતા હોય તો પણ આવો પાપોપદેશ ન અપાય. આપ સત્તાવાળાઓ અજ્ઞાનતા આદિના કારણે તમો કહો કો કદાચ કરતા હોય તો તેઓને તેમ નહિ કરવાનો ઉપદે અપાય. પરંતુ આવો પાપોપદેશ ન અપાય. કારણકે તમો કે છો તેવું કરનારા તેઓજ ડુબે, જ્યારે આમાં તો આ સમાજને ડુબવાનો વારો આવી જાય. કોઇ કોઇ ડુબતા હે તેને તારવાનો પ્રયાસ કરાય કે કોઇ ડુબતો હોય એના કર આપણે બધા ડુબીયે તો શું ખોટું? એમ કહેવાય? કોઇ અક્કલવાળો તમારી આ વાતનો સ્વીકાર નહિજ કરે.

वीतराग ! सपर्यायास्तवाज्ञा पालनं परं ।
आज्ञाराद्धा विराद्धा च, शिवाय च भवाय च।

॥ શ્રી વીતરાગ સ્તોત્ર ॥

ભાવાર્થ:—હે શ્રી વીતરાગ પરમાત્મા! આપશ્ર દ્રવ્યપૂજા કરતાંય આપશ્રીની આજ્ઞાનું પાલન કરવું એ શ્રેષ્ઠ છે. કારણકે આપશ્રીની આજ્ઞાની આરાધના કલ્યા માટે છે. અને આપશ્રીની આજ્ઞાની વિરાધના સંસાર ભ્ર માટે છે. એટલે કે વીતરાગ પરમાત્માની આજ્ઞાનું પાલન સુખ આપે અને આજ્ઞાનું વિરાધન સંસારમાં રઝળાવી ગ. દુઃખ આપે છે.

હેવાતા ઉદ્ધારક આવકો અને સાધુઓએ આવા રસ્તા લે
તેઇએ પણ દેવદ્રવ્ય ખવડાવીને ઉદ્ધારકપણાંનો દાવો કર
તો એ વાત કોઇપણ શાસ્ત્રને માનવાવાળો, પ્રાણાંતે
ારગર છે એમ નહિ માને, કબુલ નહિ કરે, કેમકે એ
મજે કે આમાં તો સૌને ડુબવાનું છે. તમે કદાચ એ
લીલ કરશો કે, ત્યારે શું અમે શાસ્ત્રને નથી જાણતા
મેજ જાણો છો ? અમારે શું નર્કમાં જાવાની ઇચ્છા હ
માંની દલીલો કરવા કરતાં તમે શાસ્ત્રોના પુરાવા સહિ
ુરવાર કરો કે ઉપધાનની માળ આદિની ઉપજ સાધારણ
ેઈ જવાય. એટલે સૌને સમજાઈ જશે કે તમો શાસ્ત્રો
જાણો છો અને માનો છો. બાકી વિના પુરાવે દેશકાલ
ામે, કે વૃદ્ધના નામે ખોટા અનુમાનો કરીને ગપગોળા ચલા
ંઇ થોડાજ બધા માની જાય? નર્કમાં તો કોઇને જવા
ઇચ્છા ન હોય, પણ શાસ્ત્ર અને સંપ્રદાય વિરુદ્ધ પ્રચાર કરી
ા ઉપાર્જન કરેલા પાપ કર્મોને યોગે નર્કમાં જાવાની ઇ
 હોય તોય કદાચં જાવું પડે. શું શ્રેણીક મહારાજાને
ૃષ્ણ મહારાજાને અને શ્રી મહાવીર ભગવાનના જીવને નર્
જાવાની ઈચ્છા હતી? નહિજ. છતાં પાપકર્મોના યોગે જાવું
પડ્યું ને? ચાલ્યું કંઇ? જ્યારે શ્રી તીર્થંકર દેવોના આત્માએ
પણ નર્કમાં જાવું પડ્યું, તો તમે અને અમે કોણ હિસાબમ
જે કાંટાવાળે રસ્તે જાય તેને કાંટા લાગે ને? જે ઝેર ખ
તે મરેને? જે કાજળની કોટડીમાં પેસે તેને ડાઘ લાગે
કોલસાની દલાલી કરનારના હાથ કાળા થાય
તેવીરીતે પાપ કરનારને ઇચ્છા ન હોય તોય નર્કમાં

... આ પાઠમાં સ્પષ્ટ જણાવી દીધું છે કે, શ્રાવકે પ્રથમ
દેવદ્રવ્યની વૃદ્ધિ માટે માળની ઉછરામણી કરવી જોઈએ
દેવદ્રવ્યની વૃદ્ધિ માટે બોલી બોલવાનો રીવાજ આજ કાલ
નથી પણ ઘણા જુના વખતનો છે. આ પાઠથી સ્પષ્ટ જણ
આવે છે. આ પાઠમાં 'अन्य या माला' પદથી તીર્થમાળ
શિવાયની માળાઓની ઉપજ પણ દેવદ્રવ્યમાં જવી જોઈએ
એમ સાબીત થાય છે, એટલે ઉપધાનની માળાની ઉપજ પ
દેવદ્રવ્યમાંજ જવી જોઈએ વળી શ્રી સેનપ્રશ્નમાં પણ સ
શબ્દોમાં જાહેર કરી દીધું છે કે " માળા સંબંધિ સોનું
રૂપું કે સૂતર વિગેરે દ્રવ્ય તે દેવદ્રવ્ય ગણાય? કે જ્ઞાનદ્ર
ગણાય? કે સાધારણ દ્રવ્ય ગણાય? " આ પ્રશ્નના ઉત્તર
જ્ઞાન દ્રવ્ય અને સાધારણનો નિષેધ કરીને દેવદ્રવ્યમાં
જવાનો સંપ્રદાય જાહેર કર્યો છે. આથી વર્તમાનમાં પણ
રીવાજ ચાલુ છે કે ઉપધાનની માળાની ઉપજ દેવદ્ર
લેઈ જવી. શ્રી સાધુ સંમેલને પણ દેવદ્રવ્યમાં લેઈ જવ
યોગ્ય ધાર્યું છે. જો સાધારણમાં લેઈ જવાનું યોગ્ય ધા
હોત તો એવો ઠરાવ નહિ કરતે, તો તો એવો ઠરાવ
કે દેશ, કાલને અનુસરીને જે વખતે જે ખાતામાં લેઈ જવ
યોગ્ય જણાય તે ખાતામાં એટલે દેવદ્રવ્ય ખાતામાં અ
જ્ઞાન ખાતામાં અગર સાધારણ ખાતામાં લેઈ જવું અ
એવો ઠરાવ કરતે હાલમાં ઠેકાણે ઠેકાણે સાધારણમાં
પડે છે. માટે સાધારણ ખાતામાં લેઈ જવું યોગ્ય છે. ન
એવો ઠરાવ નહિ કરતાં દેવદ્રવ્યમાં લેઈ જવાનો ઠ
કરવામાં આવ્યો છે ત્યારે તો દેવદ્રવ્યમાં લેઈ જવું યોગ્ય

થાય છે. વાહરે વાહ? ધન્ય છે આવો અર્થ કાઢનારની બુદ્ધિને, આ બુદ્ધિના બારદાનો જાણે એમજ સમજે છે કે જગતમાં અમેજ બુદ્ધિમાન છિયે "આપણી બ્હેન દીકરી પરગોત્રમાં દેવી યોગ્ય જણાય છે" આનો અર્થ એમ થઇ શકે ખરો? કે આ કાળમાં આપણા ભાઇ, ભત્રીજા કે દીકરાને કન્યા નથી મળતી માટે આપણી બ્હેન, દીકરી, ભાઇ ભત્રીજી કે દીકરા સાથે પણ પરણાવાય? કદીજ નહિ.

બાબુની કમિટી જાહેર કરે છે કે અમારા ઠરાવોને ઘણા સંઘોનો ટેકો છે જાહેર કરવું જુદી વાત છે અને પૂરવાર કરવું જુદી વાત છે પોતાના વિચારવાળાઓએ કોઇ કોઇ ટેકો આપ્યો એ જુદી વાત છે બાકી અપવાદ રૂપે બાદ કરતાં ભારત વર્ષના સમગ્ર સંઘોનો ટેકો હોય તો જાહેર કરે જુઓ તમારા ઠરાવોને શાસ્ત્રોનો ટેકો નથી. સંપ્રદાયનો ટેકો નથી. શ્રી મુનિ સંમેલનનો ટેકો નથી. વર્તમાન કોઇ પણ પૂજ્ય આચાર્ય ભગવંતો આદિ સાધુ સંસ્થાનો ટેકો નથી હજી સુધી કોઇ પણ સાધુએ તમોને ટેકો આપ્યો હોય એવુ તમો જાહેર કરી શક્યા નથી. શ્રી આણંદજી કલ્યાણજીની પેઢીના પ્રતિનિધિ શ્રી કસ્તુરભાઈ લાલભાઈએ પણ તમોને ટેકો આપ્યો હોય એમ જણાતું નથી, ઉલ્ટુ છાપા દ્વારા તમારાથી વિરૂદ્ધ જણાય છે. અરે જેઓના હાથ નીચે તમોએ ઉપધાન કરાવ્યાં, તે પંન્યાસ કેસરી પણ જાહેર કરી શક્યા નથી કે બાબુ કમિટિનો ઠરાવ બરાબર છે કોઇએ વિરોધ કરવાની જરૂર નથી. પણ ક્યાંથી તેઓ જાહેર કરી શકે? તેમની તો શ્રી મુનિ સંમેલનના પટ્ટકમાં સહી છે. એટલે તે પણ તમેનો

વાત એ ચાલે છે કે દેવદ્રવ્ય સાધારણમાં કોઇ ...
નહિ. શ્રી જિનમંદિર અને શ્રી જિન મૂર્તિ. આ બે ...
સિવાય બીજા કોઇપણ ક્ષેત્રમાં વપરાય જ નહિ. ...
આગમ ભક્તિ માટે. સાધુ, સાધ્વી તથા શ્રાવક શ્રાવિકા ...
પણ વપરાય નહિ. તો દેવદ્રવ્યનો સામાજિક ક્ષેત્રમાં ઉપયો...
કેમજ થઈ શકે? તથા પંચવર્ષીય યોજનામાં પણ ઉપયો...
નજ કરી શકાય એ દેખીતી વાત છે.

પ્રશ્ન—પરિગ્રહના ત્યાગી એવા સાધુઓને આ બાબત...
માથું મારવાની શી જરૂર? જે ધનના ત્યાગી નથી એ ...
ધનની ચિંતા કરે પણ ધનના ત્યાગીને આ શી ચિંતા!

ઉ.—વાત સાચી છે. ધનના ત્યાગી એવા સાધુઓ...
ધનની ચિંતા કરવાના ન હોય, પણ એ ધ્યાનમાં લેવાનું ...
કે કયા ધનની ચિંતા સાધુ ન કરે? સાંસારિક ધનની ...
સાંસારિકોના ધનની ચિંતા સાધુ ન કરે પરંતુ દેવભક્તિ...
નિમિત્તે જે ધન ભેળું થયું હોય અને તે ધનનો કોઈ ...
વિનાશ કરતું હોય તે વખતે શક્તિ સંપન્ન સાધુઓ તે...
ઉપેક્ષા કરે, રક્ષા કરવાની દરકાર ન રાખે તો તે સાધુ...
અનંતકાળ પર્યંત સંસારમાં પરિભ્રમણ કરનારા ...
માટે ધનના ત્યાગી એવા સાધુઓને પણ દેવદ્રવ્યની રક્ષા...
કરવાનો ધર્મ છે એ શક્તિ સંપન્નો કેમ ભૂલે!

પ્રશ્ન—આવો પાઠ ક્યાં છે? બતાવશો?

સાધુ હોય કે ચાહે શ્રાવક હોય. આ રક્ષાનું કાર્ય મોટું
દેવદ્રવ્યની રક્ષા કરવી એ પણ વાજિત છે. આથી સ્પષ્ટ
છે. કે દેવદ્રવ્ય આદિના રક્ષાના કાર્યમાં એકલા શ્રાવ
અધિકાર છે અને સાધુનો નથી એમ નથી. તેમ એ
સાધુનો અધિકાર છે અને શ્રાવકનો નથી એમેય નથી. 
અધિકાર છે. અને તે સર્વ પ્રકારના બલે કરીને. એ
જેની પાસે જે જે જાતની ધન આદિની શક્તિ હોય તે
જાતની શક્તિનો રક્ષાના કાર્યમાં ઉપયોગ કરવો એ
ફરજ છે. એ શક્તિનો સદુપયોગ છે. અહિં બીજી એ
પણ સ્પષ્ટ થાય છે કે રક્ષા કરવાને બદલે જે
દેવદ્રવ્ય આદિના વિનાશમાં તરફેણ કરી રહ્યા
તેઓ સ્વયંમેવ શ્રી સંઘથી બહિષ્કૃત થઈ જાય છે. એ
જૈન પોતાને કહેવરાવવા છતાંય દેવદ્રવ્યના પૈસાથી
દવાખાનાઓ બંધાવવા જોઇએ, સ્કુલો ખોલાવ
જોઇએ, કોલેજો ખોલાવવી જોઇએ. ઇત્યા
સામાજિક કાર્યોમાં દેવદ્રવ્યનો ઉપયોગ થવો જોઇ
આ જાતિનો જેઓ શ્રી જૈન શાસન વિરૂધ હિમાય
કરી રહ્યા છે. પ્રચાર કામ કરી રહ્યા છે તેઓની
જૈન શાસનમાં ફુટી કોડીનીય કીંમત ગણાતી નહિ
તેઓની સંમતિ વિનાશ કરનારાઓને મલી જાય એ સ્વા
વિક છે. પણ તેથી શું ? તેથી એમ માની લેવાનું નથી.
અમોને ટેકો છે. જ્યારે શાસ્ત્રોને માનનારાઓનો ટેકો મ
ત્યારે સમજવું કે આ ટેકો સાચો છે. કીંમતિ છે. બા
એવાઓના ટેકા ઉપર ચાલનારાઓ તો સ્વપરનો ન

ભાવાર્થ:—અંગ ઉધારે દેવદ્રવ્ય દેવામાં દેવદ્રવ્યના નાશ
સંભાવ છે. માટે કાંઇ અધિક કીંમતી દાગીનો લીધા વિ
કોઇનેય અંગ ઉધારે દેવદ્રવ્ય આપવું જોઇએ નહિ. જ
આપવામાં આવે તો આપનારની બુદ્ધિહીણતા જણાવવા
આવે છે, અને તેણીના કારણે અંગ ઉધારે દેવદ
આપનારો કયારેક મુડીપણ ગુમાવી બેસે. તેથી તે વહીવટ
પાપ કર્મથી લેપાય, માટે અંગ ઉધારે દેવદ્રવ્ય ધીરવું ન
વળી બુદ્ધિહીન વહીવટદારના હાથમાં જો વહીવટ આવે
તેને વહીવટ કેમ કરવો તેની બરાબર ખબર ન પડે. ?
[illegible] બે આનાથી કામ થતું હોય ત્યાં ચાર આના ખર

જાણતો સંભાળ નથી. જેઓ જૈનને ઓળખતા નથી. તેઓ જૈનશાસ્ત્રોનો અભ્યાસ કે અનુભવ નથી. જેઓએ શાસ્ત્રોના જાણકાર મુનિવરો પાસેથી દેવદ્રવ્ય સંબંધે કોઈપણ જાતનું જ્ઞાન મેળવ્યું નથી, એવાઓને ધર્મ સંબંધમાં, જૈનધર્મના સંબંધમાં, કે દેવદ્રવ્યના સંબંધે માથું મારવાનો કયો અધિકાર છે? વળી જેઓ દેવ ભક્તિમાં આપવાનું કહીને આપતા નથી, વિલંબ કરે તેઓ પણ સંસારમાં પરિભ્રમણ કરે છે. માટે આપવા શક્તિ હોય તોજ બોલવું-કહેવું. ન શક્તિ હોય તો બોલો, તેની ફીકર નહિ પણ બોલ્યા પછી તુરત આપી જોઈએ. અગર કહ્યું હોય એ મુદતની અંદર ઉઘરાણીએ આપી દેવું જોઈએ. નહિતર બોલ્યા પછી નહિ, આપે તો વ્યાજ પણ આપે નહિ, વિલંબ આપે, મુદતે જાય તોય પણ આપવામાં ઢીલ કરે, તો દેવદ્રવ્યના ભક્ષણથી થતા પાપથી લેપાઈને અધોગતિ ભાગી બની જાય; તેય બનવા જોગ છે. ઉપેક્ષા કરનારો સંસારમાં ખુબ ખુબ ભમનારો બને છે માટે શક્તિસંપ એ વિનાશ પામતા દેવદ્રવ્યની રક્ષામાં બેદરકાર બ જોઈએ નહિ. થોડા પણ દેવદ્રવ્યના ભક્ષણથી કેવા ભા દોષમાં પડવું પડે છે એ નીચે આપેલાં સાગર શે દાખલાથી તમોને સમજાશે. તમે સાગર શેઠને ઓળખો ના ઓળખતા હો તો ઓળખી લ્યો. એ શેઠ પરમ શ્ર હતા. બીજા શ્રાવકોએ તેને સુશ્રાવક માનીને દેવદ્રવ્ય અ તો ખરૂં પણ સાગરશેઠ લોભને વશ થઈ ગયા. લો

જણાઈ આવે છે. તો વધુ દેવદ્રવ્યના ભક્ષણનો કેટલો દો
લાગે તે વિચારવું. આદિ આપણે લક્ષમાં લેવા જેવું છે કે
જ્ઞાનદ્રવ્ય પણ દેવદ્રવ્યની માફક શ્રાવકને કલ્પતું નથી. આ
વાત નીચે આપેલી પંકિત જણાવે છે.

"ज्ञानद्रव्यं हि देवद्रव्यवन्नकल्पते एव श्राद्धानाम् ।

જ્યારે જ્ઞાનદ્રવ્ય પણ શ્રાવકને દેવદ્રવ્યની માફક ક
નહિ ત્યારે દેવદ્રવ્ય સામાજિક કાર્યોમાં વપરાયજ કેવી રીતે
અરે સાધારણદ્રવ્ય પણ શ્રીસંઘે ન આપ્યું હોય તો શ્રાવક
કલ્પે નહિ આ વાત નીચેની પંકિત જણાવે છે.

साधारणमपिद्रव्यं संघदत्तमेव कल्पते व्यापारयि
नत्वन्यथा । જો સાધારણદ્રવ્ય પણ શ્રીસંઘે ન આપ્યું હો
તો શ્રાવકને પણ વાપરવું કલ્પે નહિ તો દેવદ્રવ્યને સામ
જિક કાર્યોમાં કેમજ વાપરી શકાય? વળી સાધારણદ્રવ્ય
ઉપયોગ સાત ક્ષેત્ર સિવાય વાપરવાનું શ્રીસંઘને શાસ્ત્ર
પાડે છે. શ્રી જિનમંદિર, શ્રી જિનમૂર્તિ, શ્રીજિનઆગ
આ ત્રણને માનનાર શ્રી સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા
સાત ક્ષેત્ર સિવાય સાધારણ દ્રવ્યનો ઉપયોગ બીજા ક્ષેત્ર
થઈ શકે નહિ. એટલે માગણ આદિને અપાય નહિ એ
શાસ્ત્રકાર ભગવંતો સાફ સાફ શબ્દોમાં ફરમાવે છે.

संघेनापि सप्तक्षेत्रीकार्य एव व्यापार्यं न मार्गण
दिभ्यो देयं ।" જ્યારે સાધારણદ્રવ્ય પણ સાત ક્ષેત્ર સિવા
માગણ આદિ ક્ષેત્રમાં શ્રીસંઘને વાપરવાનું ના પાડે છે ત્ય
શ્રીસંઘની કોઇપણ વ્યકિત દેવદ્રવ્યનો સામાજિક કાર્યો

તે શેઠ પર્વના દિવસે શ્રી જિનમંદિરમાં ગયો હતો. પ
દ્રવ્ય હતું નહિ. આથી પ્હેરામણી આપવાની ઉધારે ક
ત્યારપછી શેઠ ત્રીજા બીજા કાર્યમાં રોકાઇ જવાથી પ્હે
ણીનું દ્રવ્ય જલ્દી આપી શકાયું નહિ. એવામાં દુર્ભાગ્યે
ઘરમાં ધાડ પડી સઘળુંય લુંટાઇ ગયું. શેઠના હાથમાં
હતું, આથી ભય પામેલા લુટારૂઓએ શસ્ત્રના ઘા કરી
શેઠને મારી નાખ્યો. મરણ પામીને શેઠ તેજ નગરમાં નિં
દરિ, કૃપણ એવા મદ્ધિપવાહકના ઘરે પાડા થયો. તે પ
હંમેશાં ઘરેઘર પાણી આદિના ભારને વહન કરતો હ
તે નગર હતું અતિશય ઉંચું, અને નદીનું પાણી
અતિ નીચું. આ કારણે તે પાડાને રોજ ભાર ઉપા
ઉંચી ભૂમિકાએ ચઢવું પડતું હતું બહુ ભૂખે મરવુ પડતું
નિર્દયપણે માર ખાવો પડતો હતો. આથી ખૂબ પીડા
કાળ સુધી સહન કરવી પડતી હતી. કોઇ એક વખત
બનતા શ્રી જિનમંદિરનો કિલ્લો થતો હતો. તે કિલ્લા
તે પાડા પાણી લાવતો હતો. દહેરાસર આદિ જોઇને
પાડાને જાતિસ્મરણ જ્ઞાન થયું. આથી તે પાડો કોઇ
દહેરાસરને છોડતો નહિ હતો. તેના પૂર્વભવના પુત્રે
જ્ઞાનિના વચનવડે પૂર્વભવમાં જેટલું દેવાનું હતું. એન
હજારગણું દેવનું દેવું આપીને તે પાડાને છોડાવ્યો. દેવાર
બનેલો તે પાડો અનશન કરીને દેવલોકમાં ઉત્પન્ન થ
અનુક્રમે મોક્ષગતિને પામ્યો. આ નાનકડી કથામાંથી આપ
આટલો બોધ લેવાનો મળે છે. કે મહા શ્રાવક હોવા છત
દેવનું દેવું આપવામાં વિલંબ થવાથી આપવાની બુદ્ધિ હો

કહ્યું કે શેઠ ! તમે દેવદ્રવ્યનું ભક્ષણ કર્યું છે. તમોને મહાપાપ લાગ્યું છે. 'મ્હને પણ ગઇ કાલેજ ઘણા ધનની હાની થઇ હતી.' શેઠે પણ ભય પામીને પોતાને થએલી હાની જણાવીને શ્રી ગુરૂ મહારાજની વાતને ટેકો આપ્યો. ત્હારૂં તો બાહ્ય ધન ગયું પણ આ મુનિનું અંતરંગ જ્ઞાનાદિ ધન ગયું" માટે પ્રાયશ્ચિતમાં અત્યારે ત્હારી પાસે જેટલું ધન છે તેટલા ધનથી શ્રી જૈન ચૈત્ય કરાવવું યોગ્ય છે. શ્રી આચાર્ય ભગવાને સાધુને થયેલા અંતરંગ ધનની હાની જણાવીને શેઠને પ્રાયશ્ચિત જણાવી દીધું શેઠે તે પ્રમાણે કર્યું. શ્રી આચાર્ય ભગવાને પેલા મુનિવરને રેચક પાચક ઔષધ પાઇને કોઠો શુદ્ધ કર્યો. પાત્રને છાણ તથા રાખ લગાવીને ત્રણ દીવસ સુધી તડકે રાખ્યું. ત્યારપછી તે વાપરવા યોગ્ય બન્યું. શ્રી મુનિવર પણ પાપની આલોચના ગુરૂ મહારાજ પાસે કરીને આત્મ સાધન કરી ગયા. આમાંથી સાર એ આવે છે કે અધિક આપીને પણ દેવદ્રવ્ય લેવું નહિ તેમજ શ્રાવકોને પરસ્પર આપવું નહિ. આ કથામાંથી કેટ કેટલો બોધ લેવાનો મળે છે.

૧. શ્રાવકે હંમેશાં શ્રી જિનપુજા આદિ કર્ત્તવ્યો કરવા જોઇએ.

૨. શ્રી જિનપ્રતિમા શ્રી જિનેશ્વરદેવની માફકજ પૂજ્ય છે, શ્રી જિનપ્રતિમાની પૂજા કંઇ આજકાલની નથી. કિન્તુ ઘણાજ પ્રાચીનકાળથીજ ચાલી આવે છે.

૩. શ્રી જિનપ્રતિમાનું પૂજન બહુમાન માણસોજ કરે છે. એમ નથી. પરંતુ દેવો પણ કરે છે.

ઉત્તમમાં ઉત્તમ પાત્ર હોઈજ સત્કાર કે સન્માનને લાયક નથી. ભાગવાનની ભક્તિમાં વપરાએલા દ્રવ્યો સફલતાને પામે છે. ભગવાનને રત્નના પાત્ર સમાન ઓળખાવ્યા છે.

૯. શેઠે ભદ્રિકભાવે જેવું હતું તેવું કહ્યું તો તેને સુધરવાંનો ચાન્સ મલ્યો કપટથી છુપાવ્યું હોત તો સુધરી શકત નહિ.

૧૦. દેવદ્રવ્યના ભક્ષણથી થતા પાપની શુદ્ધિ માટે આપેલા પ્રાયશ્ચિતમાં પોતાના સઘળાય દ્રવ્યથી શ્રી જિનચૈત્ય કરાવ્યું તો પાછો સુખી થયો. માટે પાપ કરવું નહિ અને કદાચ થઈ ગયું તો શેઠની માફક સરળ ભાવે શુદ્ધિ કરી લેવી જોઈએ.

૧૧. પણ પાપનો ડર હોવો જોઇએ, તે વિના ખોરવાઈ ગયેલું જીવન નાવ પાછું ઠેકાણે આવતું નથી. શેઠને પાપનો ડર લાગ્યો તો પાછો પ્રાયશ્ચિત કરીને સુખી થયો આજે તો કહે છે કે પાપથી બહુ ડરવાની જરૂર નથી. પાપ પાપ કહીને બધાને બાયલા બનાવી દીધા. ખરેખર જ્યાં સુધી મતિ ઉંધી હોય છે, ત્યાં સુધી સાધી વાત પણ ઉંધી લાગે છે, નહિ તો પાપથી ડરનારો તે વળી બાયલો બનતો હશે? પાપથી ડરનારો તો સાચો બહાદુર બને છે. જો એમ ન હોય તો તો આપણે આપણા શ્રી તીર્થંકરદેવો આદિને સૌને પહેલા નંબરે બાયલા માનવા પડે. પણ તેમ નથી, પાપથી ડરીને જે કર્મ બાંધતો નથી અને બંધાયેલ કર્મ શત્રુઓને હણી નાખવા માટે અહિંસા, સંયમ અને તપ રૂપ જે શસ્ત્ર ધારણ કરીને હણી નાખે છે તેજ આ જગતમાં ખરેખરા બહાદુર છે. તેજ ખરેખરા મહાપુરૂષ છે તે ખરેખરા મરદ

"तथाऽन्यायोपलक्षणा देवद्रव्य ज्ञानद्रव्य पाषण्डि पार्श्वस्थादि धनेन व्यवसायकरणं, व्याजेन ग्रहणाद्यपि महादोषकृत्- यदाह- अन्यायदेव पाषण्डितद्धनानां धनैर्नयः। वृद्धिमिच्छति मुग्धोऽसौ विषमत्तिजिजीविषुः॥

**ભાવાર્થ:**—જેમ અન્યાયનું ધન આ લોક અને પર લોકમાં અનર્થકારક છે તેમ દેવદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય પાખંડી પાર્શ્વસ્થાદિના દ્રવ્યવડે વ્યાપાર કરવો એ તો દોષકારી છે પરંતુ વ્યાજે લેવું આદિ પણ દોષકારી છે. આ વાતમાં સાક્ષી આપતાં જણાવે છે કે અન્યાયના ધન વડે, દેવદ્રવ્ય વડે, પાખંડીના ધન વડે જે વૃદ્ધિ ઇચ્છે છે તે મૂર્ખ વિષ ખાઇને જીવવાની ઇચ્છા રાખે છે. જો વિષ ખાઇને જીવાય તોજ દેવદ્રવ્ય વડે વૃદ્ધિ થાય. વિષ ખાઇને જેમ જીવાય નહિ તેમ દેવદ્રવ્ય જ્ઞાનદ્રવ્ય આદિ વડે વૃદ્ધિ થાય નહિ. આ વાતમાં સ્મૃતિનો દાખલો આપીને સ્પષ્ટ કરી બતાવે છે કે, શ્રી રામના રાજ્ય કાલની આ વાત છે. કોઇ વખતે એક કુતરો રાજમાર્ગમાં બેઠો હતો. કોઇક બ્રાહ્મણે તે કુતરાના કાનમાં કાંકરો માર્યો, તેથી તેના કાનમાં લોહી નીકળતું હતું. ન્યાય લેવા માટે કચેરીમાં જઇને બેઠો. રાજાએ તેને પૂછ્યું તું કેમ આવ્યો છે? ત્હારી શી ફરીયાદ છે? કુતરાએ કહ્યું કે નિરપરાધી એવા મને આને શું કામ માર્યો? રાજાએ મારનાર બ્રાહ્મણને બોલાવીને કુતરાને કહ્યું, બોલ? આને શી શિક્ષા કરવી છે? 'આને મહાદેવનો પૂજારી બનાવો. કુતરાએ શિક્ષા ફરમાવી. આમાં તેં શી શિક્ષા કરી? રાજાએ આશ્ચર્યપૂર્વક કુતરાને પૂછ્યું. હું સાત જન્મ પહેલાં

થાય. નારક હોય તે નારકજ થાય.' આ સિદ્ધાંત એકાન્ત નથી પણ અનેકાંત છે. પાપ કરનારો માણસ પણ કુતરો બની જાય. આ વસ્તુ પણ આ દાખલામાંથી જાણવા મળે છે. જુઓ મહાદેવનો પૂજારી હોવા છતાં પણ અજાણતાં નહિ જેવા દેવદ્રવ્યના ભક્ષણથી સાતવાર કુતરો થયો તો જેઓ દેવદ્રવ્યના ભક્ષણનીજ જાણીને હીમાયત કરી રહ્યા છે તેઓને કેટલીવાર કુતરાદિના ભવમાં જવું પડશે એ વાંચક મહાશયો સ્વયં વિચારીલે. જેઓ આ પાપમાં પડવા તૈયાર થયા છે. તે ભાગ્યશાળીઓ આ વાંચીને આ પાપથી પાછા હઠશે? કે ભાગ્ય ગુમાવીને કુતરાના ભવમાં જવાની તૈયારી કરશે? રામરાજ્ય લાવવાની વાતો કરનારાઓ આમાંથી કંઈ બોધ લેશે ખરાકે? સમાજને ધર્માદાનું ધન ખવરાવીને રામરાજ્ય લાવશે કે રાક્ષસ રાજ્ય લાવશે? રામરાજ્ય લાવવું હશે તો ધર્મ અને નીતિ સાચવવી જોશે. ધર્મ, નીતિ, સદાચાર, શાસ્ત્ર આદિની અવગણના કરનારો કદાપિ રામરાજ્ય લાવી શકે નહિ. પણ રાક્ષસ રાજ્ય લેઈ આવે તો નવાઇ નહિ. જુઓ આ દાખલામાં શ્રી રામ રાજ્યમાં કુતરાને પણ ન્યાય અપાય છે. જ્યારે આજના રાજ્યમાં તો કુતરા રોઝ હરણ વાંદરા, ઉંદર આદિ જંતુઓના વિનાશના પેંતરા ગોઠવાય છે આવું રાજ કદીજ રામરાજ્ય બની શકે એ શું સંભવિત છે? રામરાજ્ય લાવવું હોય તો રાક્ષસ નીતિને તજો અને શ્રી રામની નીતિને ભજો નિરપરાધી જીવોને મારવા એ માનવતા કે દાનવતા? એ પણ સમજી લેવા જેવું છે. જ્યાં સુધી આપણામાં માનવતા ન આવે અને દાનવતા ન જાય

[ ૨ ]

આ બાજુ આયોધ્યા સવાસો જોજન દૂર મલય દેશ છે, તે દેસમાં 'બ્રહ્મપુર' નામનું નગર છે. તે નગરમાં 'શતરથ' નામનો રાજા છે. ઇંદુમતી નામની તે રાજાને પટ્ટરાણી હતી ને ગુણસુંદરી નામની અતિરૂપાળી કન્યા હતી. તે રાજાને પુત્ર નહિ હોવાથી કન્યા ઘણીજ વહાલી હતી. યોગ્ય-વરના અભાવે રાજાને ચિંતા થઇ પડી કે આ કન્યા કોને પરણાવવી! સંસારી આત્માઓ આવી તો કેઇ કેઇ ચિંતા અગ્નિથી સળગતા હોય છે. છતાં સંસારથી કંટાળે નહિ એ એમના ભારે કર્મી પણાની નીશાની છે. નહિ તો સંસાર દાવાનળ ભડકે બળતો હોય છતાં વૈરાગ્ય ન પામે એ કેમ બને! વૈરાગ્ય પામવાને બદલે 'હાર્યો જુગારી બમણો રમે' એની માફક સંસારના દાવ વધુને વધુ ખેલતા જાય. તેપણ હોંસભેર, તો તે આત્માઓની કેવી દશા કહેવાય? તેવા અવસરે તેજ નગરના વ્યાપારીઓ કરીયાણાના ગાડા ભરીને પરદેશ જાય છે. તે વખતે રાજાએ તેઓને કહ્યું કે તમે પરદેશ જાવ છો તો ગુણસુંદરીની લાયક કોઇ વરની પ્રાપ્તિ થાય તો તેણીના વિવાહનો સંબંધ તમારે કરવો. રાજાના વચનનો સ્વીકાર કરીને વ્યાપારીઓ ત્યાંથી રવાના થયા અનુક્રમે ઘણા નગરો જોતાં જોતાં વ્યાપારીઓ અયોધ્યામાં આવ્યા. ત્યાં સઘળાય કરીયાણા વેંચીને ઘણો લાભ મેળવ્યો. ત્યાંના નવા કરીયાણા ભરી લાવ્યા, 'આપણે પણ જો ધર્મના સાચા વ્યાપારી બની જઇએ તો ધર્મના પૂરા પૂરા લાભ લેઇને મોક્ષ નગરમાં જઇએ અને સદાને માટે સુખી સુખી થઇ જઇએ' જ્યારે

થઇ જશે. લગ્ન લેઇને સેવકો મલય દેશમાં ગયા. જોયું દીકરો ધરે છે. છતાં મામાને ઘેર ગયો છે એમ કહેવું પં છે. કારણ કે પાયોજ ખોટો મંડાયો છે. પાયો ખોટો મંડાય પછી જુઠ જેટલું ન બોલાય તેટલુંજ થોડું. ત્યારબાદ રાજ ચિંતાથી પીડાવા લાગ્યો. શ્યો ઉપાય કરવો? સોલ માસ તે કાલે સવારે જતા રહેશે. લગ્ન આવીને તો ઉભુ રહેશે. હ કરવું શું? કોઇ પણ ઉપાય હાથમાં આવ્યો નહિ. આ અવસરમાં શ્રી ગાંગિલ નામના મહા મુનિવર પધાર્યા. આ મુનિવર ચાર જ્ઞાનના માલીક હતા. આ મહા મુનિવરં પાંચશો તો શિષ્યોનો પરિવાર હતો. વનપાલક સેવા કરી નગરમાં જઇને શ્રી અનંતવીર્ય રાજાને વધામણી આપતે હતો. રાજા તેને સંતુષ્ટ કરીને હાથી, ઘોડા આદિ ઘણી રૂ પૂર્વક વંદન કરવા માટે નીકળ્યો. અનુક્રમે જઇને વિધિપૂર્વ વંદન કરીને આગળ બેઠો. પર્ષદા ભેળી થઇ. શ્રી મહ મુનિવરે ઉપદેશ આપ્યો કેવો સુંદર ઉપદેશ આપવામ આવ્યો છે તેનું વર્ણન આ નીચે આપવામાં આવે છે.

जीवदयाइ रमिज्जइ, इन्द्रियवग्गो दमिज्जइ सयावि ।
सच्चं चेय वदिज्जइ, धम्मस्स रहस्सं इणं चेव ॥
जयणा उधम्मजणणी, जयणा धम्मस्स पालणी चेव ।
तद्दबुड्ढिकरो जयणा, एगंत सुहवहा जयणा ॥
आरंभे नत्थी दया, महला संमेन नासए बंभं ।
संकाए सम्मत्तं, पवज्जा अत्थ गहणेण ॥
जेवंभचेर भट्ठा पाए, पाडंति बंभयारीणं ।
ते हुंति टुंट मुंडा, बोहि पुण दुलहा तेसिं ॥

દૂર રહે એમાં નવાઇ નહિ. ઇંદ્રિયોના ગુલામો નારીના સ્ને
પાશથી મુક્ત થઇ શકતા નથી આથી તેઓ બ્રહ્મચર્યનું પાલ
કેમ જ કરી શકે ? ઇંદ્રિયોના ગુલામો ઇંદ્રિયોનાં સુખમ
મુંઝાઇ ગયેલા હોવાથી ઇંદ્રિયોના સુખનેજ સાર માનનાર
શ્રી જિનવચનમાં અશ્રદ્ધા કરીને સમ્યક્ત્વ પણ ગુમાવી બે
તેમાંય નવાઇ નહિ. ઇંદ્રિયોના ગુલામો સ્વયં બ્રહ્મચર્યથ
પતિત થઇને બ્રહ્મચારીઓ પાસે પોતાને નમસ્કાર કરાવે.
પાપકર્મ ઓછું નથી. કારણકે જે પાપના યોગે
ભવાંતરમાં દુર્લભ બોધિ પણ થઇ જાય છે. ધર્મનુમૂલ દયા
અને પાપનુમૂલ હિંસા છે. એક હિંસા કરે, બીજો હિં
કરાવે અને ત્રીજો હિંસા કરનારની અનુમોદના કરે.
ત્રણેય જણ સમાન પાપકર્મને બાંધનારા થાય છે. હિં
કરતાં જેના હૃદયમાં ત્રાસ ઉત્પન્ન થતો નથી. અરેરાટી છુટ
નથી, તેના હૃદયમાં દયા નથી. દયાળુને પણ કોઈ એ
વિચિત્ર સંયોગોમાં હિંસા કરવાનો વખત પણ આવી જાય
આથી હિંસા ન કરવાની ઇચ્છા હોય છતાં કરવી પડે પ
તેનું હૃદય કકળી ઉઠે. રડી ઉઠે તેને એમ થયા કરે કે અરે
આ પાપ મારે કરવાનું ક્યાથી આવ્યું. પણ દયાળુ કહેવાતે
હોય છતાં જો તેના હૃદયમાં કંપારી ન છુટતી હોય તે
સમજવું કે નામનો દયાળુ છે પણ તેના હૃદયમાં દયા નથી
દયા હોત તો જરૂર કંપારી છુટત. આ ઉપરથી સમજા
આજના કહેવાતા કેટલાક દયાળુઓમાં કેટલી દયા છે? દયાન
નામે હિંસાનું વિધાન કરતા હોય, અને હિંસા કરતા હોય
કરાવતા હોય છતાં મનાવે કે અમે અહિંસા વાદી છીએ.

તમારે હિંસાદિ પાપોનો ત્યાગ કરવો જોઇએ. આ પ્રકા ધર્મનો ઉપદેશ સાંભળીને રાજા અનંતવીર્યે પ્રશ્ન કર્યો. ' ભગવન્ કયા કર્મના યોગે મ્હારો પુત્ર પિંગલરાય પાંગળે જન્મ્યો ? ' તે વખતે ચાર જ્ઞાનના માલીક શ્રી ગાંગિ મુનિવરે ફરમાવ્યું કે, હે રાજન્ ! ત્હારા પુત્રનો પૂર્વભવનો સંબંધ સાંભળ ! જેથી ત્હારી શંકા દૂર થઇ જાય.

'આ જંબુદ્વીપમાં ઐરવત ક્ષેત્રમાં અચલપુર નામન નગરમાં ' મહેન્દ્ર ધ્વજ ' નામનો રાજા હતો. ' ઉમયા નામની તેની પટ્ટરાણી હતી. અને ' સામંત સિંહ ' નામનો પુત્ર હતો. તે રાજપુત્ર નિશાળે ભણવા જતાં જુગારીન સોબત કરનારો બની ગયો. ' જેવી સોબત તેવી અસર ' આ ન્યાયે તે જુગાર રમવાનું શીખી ગયો. એક જુગારનું પાપ એવું છે કે પ્રાય બીજા ઘણા વ્યસનોને ખેંચી લાવે. જુગારમાં હારી જાય એટલે ચોરી કરતાંય શીખે. જુગારીઓની સોબતમાં દારૂ પીતાંય શીખે. માંસ ખાતાંય શીખે. પરસ્ત્રી, વેશ્યાનો સોબતી પણ બની જાય અને શીકાર કરવાય જાય. આ રાજપુત્ર સામંતસિંહ પણ સાતેય વ્યસનમાં પૂરો થઈ ગયો. ખરેખર મોહાંધ આત્માઓ જ્યારે વિવેકથી ભ્રષ્ટ થાય છે ત્યારે તેઓની ચોતરફથી પડતી થાય છે. ' બીલાડી દૂધને દેખે છે પણ ડાંગને નથી દેખતી ' આ પ્રમાણે તે આત્માઓ વ્યસનમાં લુબ્ધ બન્યા પછી ભવિષ્યના વ્યસન ( કષ્ટ ) ને દેખતા નથી. કારણ કે વિવેક ગયા પછી છતી આંખે પણ અંધાપો આવી જાય છે. જાત્યંધ કરતાંય પણ ભયંકર અંધા બની જાય છે કારણ કે, ઉપગારીઓ સમજાવે ત્યારે જાત્યંધ

પરિભ્રમણ કરે છે. માટે હવે આજથી તારે આવું કામ કરવું નહિ, આ પ્રમાણે ઘણા પ્રકારે શેઠે તેને તે પાપથી બચાવવા માટે સમજાવ્યો પણ તેણે માન્યું નહિ. કારણકે તેને મિથ્યાત્વ, અજ્ઞાનરૂપ તીવ્ર કર્મનો ઉદય હતો. ખરેખર ગાઢ મોહનો ઉદય હોય છે ત્યારે હિતકારીઓની હિતકારી વાત પણ ધ્યાનમાં આવતી નથી. તેથી પાપથી પાછા હઠવાને બદલે અધિક અધિક પાપમાં આગળ વધે છે. આ રાજપુત્ર પણ પાપથી પાછો હઠવાને બદલે અધિક પાપ કરવા લાગ્યો. એક વખતે ભગવાનના છત્ર આદિ અલંકારો લેઇને કોઇ ઠેકાણે અનાચાર સેવવા લાગ્યો. શેઠે તે પાપ જાણીને તેને પોતાના ઘરથી બહાર કાઢી મૂક્યો. 'પાપથી ઘેરાએલા પાપાત્માઓ પોતાના પાપથી હડકાયા કુતરાની માફક ઘરોઘર અપમાન પામવા છતાંય પાપથી પાછા હઠતા નથી. એ ખરેખર ભારે કર્મી પણાની નીશાની કહેવાય. ત્યાંથી વનમાં ભમતો ભમતો શીકારીઓની સોબતથી ઘણા મૃગ, શશલા આદિ નિરપરાધી પ્રાણીઓનો વિનાશ કરતો પોતાની આજીવિકા ચલાવતો હતો. ખરેખર મોહાંધતા એવી ભયંકર ચીજ છે કે જેના યોગે પ્રાણીઓ પોતાના હિતાહિતને ભુલી જાય છે જો એમ ન હોત તો અલ્પકાળ માટે પોતાના ક્ષણિક પ્રાણની પુષ્ટિ માટે નિરપરાધી બીજા ક્ષુદ્ર જંતુઓના પ્રાણ લેઇને ભવિષ્યમાં લાંબા કાળ સુધી ભયંકર દુર્ગતિના ખાડામાં પોતાના આત્માને નાખવાનું પાપ કરાત નહિ. પાપથી પેટ ભરવું એના કરતાં પેટ ફોડી નાખવું શું ખોટું ? જેથી અધોગતિમાં તો ન જવાય પણ ઘોર પાપાત્માઓને આવું કંઈ સુઝે નહિ, હવે ત્યાંજ

# નીચેના પુસ્તકો મલશે.

| નં. | નામ | કિંમત રૂા. |
|---|---|---|
| ૧ | દીક્ષાનું સુંદર સ્વરૂપ | ૧-૮-૦ |
| ૨ | શ્રી વિધિયુક્ત પૌષધવિધિ | ૧-૬-૦ |
| ૩ | શ્રી સ્તવનામૃત સંગ્રહ | ૧-૮-૦ |
| ૪ | શ્રી સ્તવનામૃત સંગ્રહાદિ | ૧-૧૨-૦ |
| ૫ | શ્રી લેખામૃત સંગ્રહ ભાગ ૨ જો | ૧-૦-૦ |
| ૬ | શ્રી લેખામૃત સંગ્રહ ભાગ ૩ જો | ૦-૮-૦ |
| ૭ | શ્રી વિવિધ પૂજામૃત સંગ્રહ | ૩-૦-૦ |
| ૮ | શ્રી સ્નાત્ર પૂજા તથા સ્તવનાદિ | ૦-૪-૦ |
| ૯ | શ્રી નવસ્મરણાદિ સ્તોત્ર સંગ્રહ પાકું પુંઠું | ૧-૦-૦ |
| | ” ” કાચું પુંઠું | ૦-૧૨-૦ |
| ૧૦ | શ્રી સંક્ષિપ્ત શ્રાદ્ધ ધર્મ પ્રથમ ભાગ | ૧-૮-૦ |
| ૧૧ | શ્રી ચતુર્વિંશતિ જિન ચૈત્યવંદનાદિ | ૦-૮-૦ |
| ૧૨ | હોલિકા વ્યાખ્યાન | ૦-૩-૦ |
| ૧૩ | ધર્મનો અજબ મહિમા યાને મંગલ કલશની કથા | ૦-૪-૦ |
| ૧૪ | પ્રભુ મહાવીર દેવનું ટુંક જીવન | ૦-૪-૦ |
| ૧૫ | બે પ્રતિક્રમણ મૂળ | ૦-૮-૦ |
| ૧૬ | વિધિ સહિત પંચપ્રતિક્રમણ | ૨-૪-૦ |
| ૧૭ | અનાનુપૂર્વી અને દર્શન ચોવીશી | ૦-૧૨-૦ |

દરેકનું પોસ્ટેજ જુદું લખોઃ—

**શાહ ખેતશી વાઘજી ગુઢકા**

લાખાબાવળ વાયા—જામનગર—(સૌરાષ્ટ્ર).

વિનય[૧]હીન અકાલે[૨] હું ભણીયો, વિના જ્ઞાની બહુમાન[૩],
સૂત્ર[૪], અર્થ[૫], તદુભય[૬] હું ખોટા, ભણીયો વિના ઉપધાન[૭]–આપું...૨

ઓળવ્યા[૮] સદ્‌ગુરુ પાટી પોથીને, ઠવણી નોકારવાળી,
કરી આશાતના તેહની જ્ઞાનની, ભક્તિ નવિ સંભાળી–આપું...૩

આ ભવ પરભવ ભવોભવ પ્રભુજી, જ્ઞાન વિરાધ્યું મેં જેહ
મનવચ કાયે ભાવ ધરીને, મિચ્છામીદુક્કડં તેહ–આપું...૪

શંકા કરી પ્રભુ તુજ વાણીમાં, પરમત કર્યો[૨] અભિલાષ,
કરી ફલ[૩] શંકા સાધુની નિન્દા, એ મહામોહ વિલાસ–આપું...૫

પરશંસા[૪] નવિ કરી ગુણવંતની, મૂઢપણું[૫] નવિ છાંડ્યું,
પ્રભાવના[૬] સ્થિરતા[૭] ધર્મનું, વાત્સલ્ય[૮] નવિ માંડ્યું–આપું...૬

જિન મૂર્તિ મંદિર સૂત્ર સંઘનો, મેં કર્યો અવર્ણવાદ,
કર્યું ભક્ષણ મેં દેવદ્રવ્યનું, અવગણી તુજ વચનાદ–આપું...૭

આ ભવ પરભવ ભવોભવ પ્રભુજી, વિરાધ્યું દર્શન જેહ,
મન વચ કાયે ભાવ ધરીને, મિચ્છામીદુક્કડં તેહ–આપું...૮

પ્રમાદથી મેં સાધુ ધરમમાં, પાળી ન પ્રવચન માય,
સામાયિક પૌષધમાં ન પાળી, જયણા મેં સુખદાય–આપું...૯

આ ભવ પરભવ ભવોભવ પ્રભુજી, વિરાધ્યું ચારિત્ર જેહ,
મનવચ કાયે ભાવ ધરીને, મિચ્છામિદુક્કડં તેહ–આપું...૧૦

યથા શક્તિમેં તપ નવિ કરીયો, ફોરવીયું નહિ વીર્ય,
પંચાચારના પાલન માંહે, નવિ ધર્યું મેં ધૈર્ય–આપું...૧૧

ઢાળ—૩ (રાગ—રૂડો લાગે છે પ્રભુ......)

પંચ મહાવ્રત ભાખીયા જીણંદજી સમકીત મૂળવ્રત બાર રે;
ઉપકારી વંદુ મહાવીરજી....ટેક.

યથાશક્તિ લેઇ નિત્ય સંભાળીએ;
પાળીએ નિરતિચાર રે...ઉ. ૧

આરાધનાનો બીજો શુચિ અધિકાર એ,
ત્રીજો કહું અવધાર રે...ઉ. ૨

ચોરાશી લાખ જીવ યોની ખમાવીએ,
શ્રી સંઘ ઉપશમ સાર રે...ઉ. ૩

દુર્ગતિ દાયક ત્રિધા ત્રિધા તજીએ,
ચોથે પાપ સ્થાન અઢાર રે...ઉ. ૪

જન્મ જરા મરણાદિકે ભરીયો,
આ સંસાર અસાર રે...ઉ. ૫

કર્યાં કરમ જીવ સમતાથી ભોગવો,
કોણ! બચાવણ હાર રે...ઉ. ૬

અરિહંત સિદ્ધ સાધુ ધર્મ શરણ લે,
પંચમ એ અધિકાર રે...ઉ. ૭

આ ભવ પરભવે પાપ કર્યાં તેની,
નિન્દા ગર્હા વિચાર રે...ઉ. ૮

ત્રિધા ત્રિધા ત્યાગ કરીએ વિવેકથી,
રહ્યાં ઘર હળ હથીયાર રે...ઉ. ૯

છઠે અધિકારે એમ પાપને તજીએ,
લહીએ અમૃતરસ સાર રે...ઉ. ૧૦

## ઢાળ ૫

( ભારતકા ડંકા આલમમેં—એ રાગ. )

માતા ત્રીશલા દેવીના જાયા છો,
સિદ્ધારથ કુલ નભરાયા છો;
જુનાગઢ **વીર** ઉપકારી છો,
સવિ આનંદ મંગલકારી છો..

તમે તારક અંતરજામી છો,
તમે નરપતિ સુરપતિ સ્વામી છો;
તમે મુગતિ માર્ગ વિધિકારી છો...સવિ.

તમે કામ ક્રોધ રિપુ વાર્યા છે,
તમે અપરાધીને પણ તાર્યા છે;
તમે જગ જંતુ હિતકારી છો...સવિ.

પ્રભું મહા પુણ્યે તુને પાયો છું,
પ્રભુ તુમ શરણે હું આયો છું;
તમે અશરણ શરણ દાતારી છો...સવિ.

મુજ પાપીના પાપ વિસારી દ્યો,
મને ભવ સાગરથી તારી દ્યો;
તમે કરૂણા રસ ભંડારી છો...સવિ.

તમે નિર્ગમને નિર્માયી છો,
સુખ **ચંદ્રપ્રભ** સમદાયી છો;
તમે લક્ષ્મી **અમૃત લાભ** કારી છો...સવિ



## વેરાવળ મંડન શ્રી સુમતિજિન સ્તવન.

( આવો આવો હે વીર સ્વામી—એ રાગ. )

સાચા સાચા, હે ભવિજન પ્યારા, સુમતિનાથ સુખદાય;
સુમતિનાથ સુખદાય પ્યારા, સુમતિનાથ સુખદાય-સાચા.
મંગલા માતા નંદન પ્રભુજી, જનક પિતા મેઘરાય;
ક્રૌંચ લંછન જિન ચરણે સોહે, ત્રણસેં ધનુષ્યની કાય-સાચા. ૧
કોસલ્લા નગરીનો રાજા, જીતે જે મોહરાય;
ચાલીશ લાખ પૂરવનું આયુ, પૂજ્ય પૂજિત જસપાય-સાચા. ૨
તુજ દર્શનથી દર્શન પ્રગટે, આંખો પાવન થાય;
પ્રભુ તુજ શાસન અમૃત મીઠું, પીનાં મન ન ધરાય સાચા. ૩
પ્રભુ તુજ ગુણનો મહિમા મોટો, સુણતાં હર્ષ ન માય;
પ્રભુ તુજ ચરણની રજ ફરસતાં, પાપ પડલ રજ જાય-સાથા. ૪
વેરાવળ બંદર મંડન એ, પ્રભુ ગુણ રત્ન જે ગાય:
ગુરૂ કર્પૂર સૂરિ અમૃત ભાખે, તસ ભવ સફલો કેવાય-સાચા



## વેરાવળ મંડન શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન.

( મ્હારી અમૂલ્ય આંગી કહેવાય—એ રાગ. )

મ્હારા ચરણોમાં નમાવું શિષ, પ્યારા પારસજી.
પાર્શ્વ યક્ષ પૂજે અહોનિશ, પ્યારા પારસજી.
તુજ સંગ પારસમણિ ઇશ, પ્યારા પારસજી.

માતા વામાના નંદન જયકારા,
જલ કમલ જ્યું પ્રભુ જગ ન્યારા;
તું હિ ચિંતામણી જગદીશ....પ્યારા. ૧

સાધર્મિક ભક્તિને અમારી, તપ અઠ્ઠમ જયવાન;
ક્ષમાપના ને ચૈત્યપરિપાટી, કરીએ તજી અભિમાન...વંદો૦

પ્રભાવના પૂજાદિ કરીયે, ધરી હૃદયે બહુમાન;
પર્વ પજુસણ પુણ્યે પામી, આરાધો એકતાન...વંદો૦

**ગુરૂ કર્પૂરસૂરી અમૃત** ભાખે, એ પ્રભુ ચતુર સુજાણ;
એ પ્રભુ ચરણોની સેવા કરતાં, લઇશું અવિચલ ઠાણ...વંદો૦

## શ્રી મહાવીર જિન સ્તવન.

(રાગ–રાખનાં રમકડાં.)

વીરને નમાવતાં ભવિ મસ્તક (૨) પાવન થાયે રે;
કાલ અનાદિ સંચિત પાપો, પલક એકમાં જાયે રે...વીરને૦

નહિ નમે માથું જાસ જિનને, વહન કરે તે બોજો;
ભવ માનવનો હારી જાયે, જેમ રણુનો રોઝો રે...વીરને૦

માનવ ભવનો એ છે લ્હાવો, જિન દર્શન જિન સેવા;
ભક્તિ કરતાં મુક્તિ મેવા, નહિ એ સમ કોઇ દેવા રે...વીરને૦

ભવસાગર તરવાને પ્રાણી, અનુપમ એ છે નૌકા;
ચેતીને તું પ્રભુને ભજલે, મિલ્યા ઉત્તમ મૌકા રે...વીરને૦

અનુપમ એ જિન સુરજવાણી, તમતિમીર હરનારી;
નિકટ ભવિ લેઇ તસ આલંબન, વરે તે શિવગતિ નારી રે ..વીરને૦૪

**ગુરૂ કર્પૂર સૂરી અમૃત** ભાખે, તુંહી પ્રભુ તારણહારો;
કૃપા કરી પ્રભુ આ શ્રીસંઘને, ઉતારો ભવપારો રે...વીરને૦ ૫



## વેરાવળ મંડન શ્રી સુમતિજિન સ્તવન.

( આવો આવો હે વીર સ્વામી—એ રાગ. )

સાચા સાચા, હે ભવિજન પ્યારા, સુમતિનાથ સુખદાય;
સુમતિનાથ સુખદાય પ્યારા, સુમતિનાથ સુખદાય-સાચા.
મંગલા માતા નંદન પ્રભુજી, જસ પિતા મેઘરાય;
ક્રૌંચ લંછન જિન ચરણે સોહે, ત્રણસેં ધનુષ્યની કાય-સાચા
કોસલા નગરીનો રાજા, છતે જે મોહરાય;
ચાલીશ લાખ પૂરવનું આયુ, પૂજ્ય પૂજિત જસપાય-સાચા
તુજ દર્શનથી દર્શન પ્રગટે, આંખો પાવન થાય;
પ્રભુ તુજ શાસન અમૃત મીઠું, પીતાં મન ન ધરાય સાચા.
પ્રભુ તુજ ગુણનો મહિમા મોટો, સુણતાં હર્ષ ન માય;
પ્રભુ તુજ ચરણની રજ ફરસતાં, પાપ પડલ રજ જાય-સાચા.
વેરાવળ બંદર મંડન એ, પ્રભુ ગુણ રત્ન જે ગાય:
ગુરૂ કર્પૂર સૂરિ અમૃત ભાખે, તસ ભવ સફલો કેવાય-સાચા



## વેરાવળ મંડન શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન.

( ત્હારી અમૂલ્ય આંગી કહેવાય—એ રાગ. )

ત્હારા ચરણોમાં નમાવું શિષ, પ્યારા પારસજી.
પાર્શ્વ યક્ષ પૂજે અહોનિશ, પ્યારા પારસજી.
તુજ સંગ પારસમણિ ધરા, પ્યારા પારસજી.

માતા વામાના નંદન જયકારા,
જલ કમલ જયું પ્રભુ જગ ન્યારા;
તું છે ચિંતામણી જગદીશ.... પ્યારા. ૧

સાધર્મિક ભક્તિને અમારી, તપ અઠ્ઠમ જયવાન;
ક્ષમાપના ને ચૈત્યપરિપાટી, કરીએ તજી અભિમાન...વંદો૦ ૩

પ્રભાવના પૂજાદિ કરીયે, ધરી હૃદયે બહુમાન;
પર્વ પજુસણ પુણ્યે પામી, આરાધો એકતાન...વંદો૦ ૪

**ગુરૂ કર્પૂરસૂરી અમૃત** ભાખે, એ પ્રભુ ચતુર સુજાણ;
એ પ્રભુ ચરણોની સેવા કરતાં, લઈશું અવિચલ ઠાણ...વંદો૦ ૫

## શ્રી મહાવીર જિન સ્તવન.

(રાગ–રાખનાં રમકડાં.)

વીરને નમાવતાં ભવિ મસ્તક (૨) પાવન થાયે રે;
કાલ અનાદિ સંચિત પાપો, પલક એકમાં જાયે રે...વીરને૦

નહિ નમે માથું જાસ જિનને, વહન કરે તે બોજો;
ભવ માનવનો હારી જાયે, જેમ રણનો રોઝો રે...વીરને૦ ૧

માનવ ભવનો એ છે લ્હાવો, જિન દર્શન જિન સેવા;
ભક્તિ કરતાં મુક્તિ મેવા, નહિ એ સમ કોઇ દેવા રે...વીરને૦ ૨

ભવસાગર તરવાને પ્રાણી, અનુપમ એ છે નૌકા;
ચેતીને તું પ્રભુને ભજલે, મિલ્યા ઉત્તમ મૌકા રે...વીરને૦ ૩

અનુપમ એ જિન મુખવાણી, તમતિમીર હરનારી;
નિકટ ભવિ લેઇ તસ આલંબન, વરે તે શિવગતિ નારી રે ..વીરને૦૪

**ગુરૂ કર્પૂરસૂરી અમૃત** ભાખે, તુંહી પ્રભુ તારણહારો;
કૃપા કરી પ્રભુ આ શ્રીસંઘને, ઉતારો ભવપારો રે...વીરને૦ ૫



## દરશન કરતી વખતે બોલવાની

# પ્રભુ સ્તુતિ.

દેખ્યો જિનજીનો દેદાર, મારો સફલ થયો અવતાર;
એક તું હિ જે આધાર, મેરે યાર યાર યાર.

રત્નત્રયીનો ભંડાર, તારા ગુણોનો નહિ પાર;
ગુણી ગુણો જાણનાર, આપો સાર સાર સાર.

કામ ક્રોધાદિ હણનાર, સાચો થે નર સરદાર;
તને જે પૂજે અપાર, પામે પાર પાર પાર.

તારી વાણી મનોહાર, ટાળે દુરિત અપાર;
રોગ શોક ટાલનાર, સેવું વાર વાર વાર.

તારા ચરણોનો આધાર, મને ઉતારે ભવપાર;
નામ તારક ધરનાર, મોહે તાર તાર તાર.

બુદ્ધિ આણંદ અપાર, આપો લબ્ધિ અમૃત પ્યાર;
માગું સેવા એક સાર, અરજી ધાર ધાર ધાર.



## દરશન કરતી વખતે બોલવાની

# પ્રભુ સ્તુતિ.

દેખ્યો જિનજીનો દેદાર, મારો સફલ થયો અવતાર;
એક તુંહિ છે આધાર, મેરે યાર યાર યાર.

રત્નત્રયીનો ભંડાર, તારા ગુણોનો નહિ પાર;
ગુણી ગુણો જાણનાર, આપો સાર સાર સાર.

કામ ક્રોધાદિ હણનાર, સાચો થેં નર સરદાર;
તને જે પૂજે અપાર, પામે પાર પાર પાર.

ત્હારી વાણી મનોહાર, ટાળે દુરિત અપાર;
રોગ શોક ટાલનાર, સેવું વાર વાર વાર.

તારા ચરણોનો આધાર, મને ઉતારે ભવપાર;
નામ તારક ધરનાર, ગોડે તાર તાર તાર.

બુદ્ધિ આણંદ અપાર, આપો લબ્ધિ અમૃત પ્યાર;
માગું સેવા એક સાર, અરજી ધાર ધાર ધાર.

